# નવીન મેટ્રીક્યુલેશન ઇતિહાસ

[ પ્રશ્નોત્તરરૂપે ]

## સ્ટુઅર્ટ અને હેનોવર વંશ

બ્રિટનના રાજ્ય બંધારણ સાથે




લેખક:

**અનુભવી શિક્ષક**



પ્રકાશક:

**શ્રી ગજાનન પુસ્તકાલય,**

બુકસેલર અને પબ્લીશર

ટાવર રોડ, **સુરત.**

કીંમત આઠ આના

અંગ્રેજી છઠ્ઠા અને સાતમા ધોરણ માટે

# નવીન મેટ્રીક્યુલેશન ઇતિહાસ

## સ્ટુઅર્ટ અને હેનોવર વંશ

બ્રિટનના રાજ્ય બંધારણ સાથે

[પ્રશ્નોત્તરરૂપે]

[મુંબઈ યુનિવર્સીટીના અંગ્રેજી છઠ્ઠા તથા સાતમા ધોરણ
માટેના નવા સુધારેલા અભ્યાસક્રમ મુજબ]

લેખક :

અનુભવી શિક્ષક

પ્રકાશક :

શ્રી ગજાનન પુસ્ત[illegible]

બુકસેલર અને પબ્લીશર

ટાવરરોડ, સુરત.

ઈ. સ. ૧૯૩૯] [કીંમત આઠ આના

પ્રકાશક :
હીરાલાલ છોટાલાલ ઠક્કર
માલીક :
શ્રી ગજાનન પુસ્તકાલય
બુકસેલર અને પબ્લીશર
ટાવરરોડ; સુરત.

**: બીજાં નવીન પુસ્તકો :**

| | | |
|---|---|---|
| મુસલમાન યુગ | (પ્રશ્નોત્તરરૂપે) | ૦—૪—૦ |
| બ્રિટીશ યુગ | ” | ૦—૪—૦ |
| મરાઠા યુગ | ” | ૦—૪—૦ |
| પ્રાચીન યુગ | ” | ૦—૪—૦ |
| ઈંગ્લંડ તથા હિંદુસ્તાનનું રાજ્યબંધારણ | ” | ૦—૪—૦ |

આવૃત્તિ ૨ જી
૧૯૩૯.

મુદ્રક :
શા. વિઠ્ઠલદાસ જીકાભાઈ
'સુંદર' પ્રીન્ટીંગ પ્રેસ, લીમડાચોક;
સુરત.

# નવીન મૅટ્રીક્યુલેશન ઈતિહાસ

[પ્રશ્નોત્તર રૂપે]

## સ્ટુઅર્ટ વંશ

### ઈ. સ. ૧૬૦૩ – ૧૭૧૪

જેમ્સ પહેલો ........................ઈ.સ. ૧૬૦૩–૧૬૨૫
ચાર્લ્સ પહેલો.......................ઈ.સ. ૧૬૨૫–૧૬૪૯
પ્રજાસત્તાક રાજ્ય...................ઈ.સ, ૧૬૪૯–૧૬૬૦
(૧) ઑલિવર ક્રોમવેલ
(૨) રિચર્ડ ક્રોમવેલ
ચાર્લ્સ બીજો ........................ઈ.સ. ૧૬૬૦–૧૬૮૫
જેમ્સ બીજો ........................ઈ.સ. ૧૬૮૫–૧૬૮૮
વિલિયમ ત્રીજો અને મેરિ........ઈ.સ. ૧૬૮૯–૧૭૦૨
રાણી એન ...........................ઈ.સ. ૧૭૦૨–૧૭૧૪

### Q. 1. Describe briefly the character of James I.

જેમ્સ સ્વભાવે મગરૂર હતો અને તેને પોતાના જ્ઞાનનું ઘણું અભિમાન હતું. તે પોતે એમ માનતો કે રાજા **ઈશ્વરી** હક્ક ધરાવે છે, તેથી પોતે જે કંઈપણ ધારે તે કરવાનો તેને હક્ક છે. તેનું બુદ્ધિચાતુર્ય ઘણું હતું પણ પ્રજાની નાડ તે પારખી શક્યો ન હતો. તેના અભિમાની સ્વભાવને લીધે સામાન્ય જનતા તરફ તે તિરસ્કાર દેખાડતો.

જેમ્સ સ્વભાવે ઘણો ડરપોક હતો તેથી લડાઈથી તેના ટાંટીઆ ધ્રુજતા. પોતે જાતે કોઈપણ જાતનો વિચાર કર્યા વગર બીજાઓની દોર-વણીથી નાણાંનો ઘણો દુર ઉપયોગ તેણે કર્યો હતો. ટ્યુડર રાજાઓની માફક

તે આપખુદ થવા પ્રયત્ન કરતો પણ પ્રજા તેમજ સમયને તે બરાબ ઓળખી શક્યો નહિ.

તે પાર્લામેન્ટને પોતાના પક્ષમાં રાખી શક્યો નહિ અને પાર્લામેન્ટની મરજી વિરુદ્ધ જઈ પ્રજાને અહિત કરતા ઘણા કૃત્યો તેણે કર્યા. ધર્મના ઝઘડાનો અંત પણ તે સરળતા પૂર્વક લાવી શક્યો નહિ. તેની પરદેશનીતિ પણ સ્વાર્થી અને સિદ્ધાંતહીન હતી.

જેમ્સ પોતે ગર્વિષ્ટ, અભિમાની તેમજ જક્કી હતો. તેનામાં ડહાપણ હતું છતાં પણ તેના કાર્યોમાં મૂર્ખાઈ તરતજ તરી આવતી. આપણે જેમ્સને અભ્યાસ કર્યા પછી તેને 'મૂર્ખ પંડિત'ની ઉપમા આપીએ તો એવું નજ કહેવાય.

## Q. 2. What was the policy of James I in church matters ?

જેમ્સના વખતમાં ખ્રિસ્તી ધર્મમાં તે વખતે ત્રણ મુખ્ય પંથો હતા પ્રોટેસ્ટંટ, કેથોલીક અને પ્યુરીટન. આ બધા પંથના લોકો એક અથવા બીજા કારણને લીધે રાજાની મહેરબાની મેળવવા ઇચ્છા રાખતા. દરેક પંથ એમ ધારતો કે રાજા તેમના તરફ મહેરબાની અથવા પક્ષપાત બતાવશે. જેમ્સ ગાદીએ બેઠો ત્યારે ત્રણમાંના કોઇપણ એક પંથ તરફ પક્ષપાત બતાવવા વિચાર ધરાવતો ન હતો. ધર્મના ઝગડાનું નિરાકરણ કરવા તેણે ધર્મગુરુઓની એક સભા **હેમ્પ્ટન** કોર્ટમાં બોલાવી હતી. આ સભાનું પરિણામ શૂન્ય આવ્યું. જેમ્સે સંજોગોવસાત્ પ્રોટેસ્ટન્ટ તરફ પક્ષપાત બતાવવા પ્રયત્ન કર્યો. આમ થવાથી પ્યુરીટન નારાજ થયા અને તેના પરીણામે જેમ્સ સામે ધર્મની લડત ચલાવી. પ્યુરીટનોની ધર્મની લડત વિરુદ્ધ જેમ્સે સખત પગલાં લીધાં અને અને તેથી ઘણાં લોકોની લાગણી દુભાઈ અને લોકો જેમ્સ તરફ તિરસ્કારની નજરે જોવા લાગ્યા.

જેમ્સની ધર્મનીતિનું પરિણામ એ આવ્યું કે પ્યુરીટન અને કેથોલીકો બને નાસીપાસ થયા અને તેથી તેઓએ એકત્ર થઈ રાજા સામે કાવત્રાં

રચ્યાં. તેઓ 'બાઈ પ્લોટ' અને 'ગન પાઉડર પ્લોટ'ને નામે પ્રસિદ્ધ છે. આ કાવત્રાંઓ રચવાનું કારણ જેમ્સની સત્તા લઈ લેવાનું હતું.

**Q. 3. Describe the main points of dispute between James I and his Parliament.**

રાજા સર્વ સત્તાધીશ છે, અને તેને પોતાને દરેક કાર્ય કરવાને ઈશ્વરી હક્ક છે; તથા પ્રજાના કાયદા તેને પોતાને બંધનકર્તા નથી એમ જેમ્સ માનતો હતો. આ ગેરવ્યાજબી માન્યતાને પરીણામે અને નીચે જણાવેલા કારણોને લીધે તેને અને પાર્લામેન્ટને તકરાર થતી. (૧) પાર્લામેન્ટની સંમતિ સિવાય તે કરો નાખતો, તેમજ પરવાના વેચતો. (૨) પ્રધાનો તેના નોકર છે એમ તે માનતો અને તેથી પોતાના હુકમ પ્રમાણે પ્રધાનો પાસે રાજ્ય કારભાર કરાવતો. (૩) મુખ્ય ન્યાયાધીશોને પોતાની મરજી પ્રમાણે ન્યાય આપવા તે ફરજ પાડતો. (૪) જેમ્સ પોતેજ કાયદા બનાવી અમલમાં મુકતો, અને તે કાયદાની વિરુદ્ધ જનારને ભારે શિક્ષા ખમવી પડતી. (૫) પરદેશની નીતિઃ—જેમ્સ સ્પેનની સાથે યુદ્ધ કરવા માંગતો ન હતો અને પોતાના દીકરા ચાર્લ્સનાં લગ્ન સ્પેનના રાજાની (કેથોલીક પંથના) કુંવરી સાથે કરવા માંગતો હતો.

**Q. 4. "Though the reign of James I did not witness a revolution, the seeds of revolution were reaped in his time". Prove the truth of the statemet.**

જેમ્સ પહેલાના વખતમાં બળવો થયો ન હતો, તે છતાં તેના અમાનુષી અને આપખુદ વર્તનને લીધે રાજા અને પ્રજા વચ્ચેનું ઘર્ષણ અનેક કારણોને લીધે ચાલુ રહેતું. સવાલ ત્રીજામાં જણાવેલા કારણો તકરારનું મૂળ હતાં અને તેથી પાર્લામેન્ટ અને રાજા વચ્ચે વારંવાર મતભેદ પડ્યા કરતો. પ્રજાજનો લાગણીવશ થઈ ઉશ્કેરાઈ જતા અને રાજાની આપખુદ સત્તા નાબુદ કરવા ઘણાં પ્રયત્નો કરતા, બીજી તરફ રાજા અહંભાવથી રાજ્ય ચલાવતો અને

પ્રજાજન તરફ તેમજ પ્રધાનો તરફ નિર્દયપણે વર્તતો હતો. આ પ્રમાણે રાજા અને પ્રજા બન્નેની લાગણીઓ ઉશ્કેરાયલી રહેતી. જેમ્સ પછી આવનાર ચાર્લ્સ રાજાએ જો પોતાની નીતિ સમય અનુસાર બદલી હોત તો આંતર-વિગ્રહ થાત નહિ.

## Q. 5. Write Short notes on (A) The Gunpowder Plot. (B) The Hampton Court Conference.

(અ) **ગન પાઉડર પ્લોટ:**—જેમ્સ પહેલો કેથોલીકો તરફ ઘણી સખ્તાઈથી વર્તતો હતો. પ્રાર્થના વખતે ગેરહાજર રહેનાર કેથોલીક પંથના શખ્સોને જેમ્સ દર મહીને પા૦ ૨૦ જેટલો ભારે દંડ કરતો. જેમ્સના આવા વર્તનથી કેટલાક કેથોલીક લોકો બહુજ ઉશ્કેરાઈ ગયા. જેમ્સ ગાદીએ બેઠા પછી **મેઈન પ્લોટ** અને **બાઈ પ્લોટ** નામના બે કાવત્રાં. તેને ગાદી પરથી ઉઠાડી મૂકવા યોજાયાં હતાં. આ બન્ને કાવત્રાંમાં રોમન કેથોલીકોએ ભાગ લીધો હતો અને તેથી જેમ્સે અગાઉથી તરફ વધારે સખ્તાઈ બતાવી હતી.

જેમ્સની ઈચ્છા, રોમન કેથોલીક તથા પ્યુરિટનો ને, સંતોષ આપે એવી ધર્મનીતિ અખત્યાર કરવાની હતી. આ કાર્યને માટે તેણે સર્વ ધર્મ-પંથીઓના આગેવાનોને ભેગા કરી. ધર્મના ઝઘડાનો નીકાલ કરવા પ્રયાસો કર્યા હતા. જેમ્સ તેમાં નિષ્ફળ ગયો હતો.

રાજાના ત્રાસમાંથી બચવાને કેટલાક રોમનકેથોલીક લોકોએ ફરીથી કાવત્રું રચ્યું. આ કાવત્રાનો હેતુ પાર્લામેન્ટ ઉડાડી દેવાનો હતો. પાર્લામેંટના ભોંયરામાં દારૂગોળો ભરી રાખી, તે જ્યારે ભેગી થાય, ત્યારે દારૂગોળો સળગાવી પાર્લામેંટ ઉડાડી દેવી એવું કાવત્રું રચાયું. આ કાવત્રામાં રોબર્ટ કેટસબી, ગાયફોક્સ વગેરે ચાર પાંચ માણસો મુખ્ય હતા. આ કાવત્રું પકડાઈ ગયું હતું; ગાયફોક્સ ભોંયરામાંથી પકડાયો હતો. આ કાવત્રું પકડાઈ જવાથી રોમનકેથોલીકની સ્થિતિ વધારે કફોડી થઈ.

**(B) હેમ્પટન કોર્ટ સભા:**—જેમ્સ પહેલાના વખતમાં, પ્યુરીટન લોકોએ ધર્મના વહીવટમાં સુધારા કરવા તથા પ્રાર્થના પોથીમાં સુધારા કરવા, એક અરજી રાજાને કરી. જે અરજી ઉપર ૮૨૫ પાદરીઓએ સહી કરી હતી. પ્યુરીટન અને રોમનકેથોલીક ધર્મસંસ્થાઓના મતભેદ દૂર કરી, બન્ને પક્ષોને સંતોષ થાય તેવો નીવેડો લાવવા એક સભા હેમ્પટન કોર્ટના મકાનમાં જેમ્સે ભરી. આ સભામાં સર્વ ધર્મ પ્રતિનિધિઓને આમંત્રણ આપવામાં આવ્યું હતું. પ્રતિનિધિઓ તરીકે ૪ પ્યુરીટન પાદરી તથા ૧૯ ધર્મગુરૂઓને બોલાવ્યા હતા. રાજાએ પોતે આ સભાની ચર્ચામાં ભાગ લીધો હતો. જેમ્સે પ્રોટેસ્ટંટ પંથનો સભામાં બચાવ કર્યો હતો અને એવું મંતવ્ય રજુ કર્યું હતું કે "આજે ધર્મગુરૂ કાઢશો અને કાલે રાજાને કાઢશો." રાજાના આ વાક્યનો અર્થ એવો હતો કે ધર્મગુરૂઓ પણ રાજાના જેટલાજ ઉપયોગી હતા. આ સભામાં ફક્ત એટલોજ ઠરાવ થયો કે બાઈબલનો તરજુમો અંગ્રેજીમાં કરવો. આજદિન સુધી એ ભાષાંતર કરેલું બાઈબલ અંગ્રેજ દેવળોમાં વપરાય છે. જેમ્સના વલણથી સભાજનો નિરાશ થયા અને સભાનું કંઈપણ સારૂં પરિણામ આવ્યું નહિ.

**Q. 6. Describe briefly the character of Charles I.**

પહેલો ચાર્લ્સ ઘણો નબળો અને સ્વભાવે જક્કી રાજા હતો. રાજા તરીકે તે "ઈશ્વરી હક"નો દાવો કરતો અને પોતાનું ધાર્યું કરવા જતાં પ્રજાની નારાજી વહોરી લેતો. જેમ્સ પહેલા કરતાં પણ તે વધારે અભિમાની અને જીદ્દી હતો. પોતાના અભિમાન ખાતર સિદ્ધાંત વિરૂદ્ધ અનેક ભુલ-ભરેલાં કૃત્યો તે કરતો. તે કેથોલીક ધર્મપંથીઓ તરફ પક્ષપાત બતાવતો અને પ્રોટેસ્ટંટો તરફ ક્રુરતાથી વર્તતો. ચાર્લ્સના સલાહકારો તેના અભિપ્રાયને મળતા થતા અને તેથી ખરી સલાહ કે દોરવણી કોઈ તેને આપી શક્યું નહિ. રાજા તરીકે આપેલાં વચનો તે વારંવાર તોડતો અને તેથી લોકો તેના તરફ તિરસ્કારથી જોતા.

**Q. 7 Give a brief account of the reign of Charles I, describing the causes of disputes between him and the parliament. (upto 1629).**

ચાર્લ્સ પિતાની માફક **ઈશ્વરી હક**માં માનતો હતો. નાનપણથી જ આ જાતના સંસ્કારો તેનામાં પડ્યા હતા. પોતાની ઈચ્છામાં આવે તેવા કાયદાઓ બનાવી, સ્વાર્થ ખાતર ખરૂં ખોટું જાણવાની દરકાર કર્યા વગર, પોતાનું ધારેલું તે કરતો.

**પહેલી પાર્લામેન્ટ** : ચાર્લ્સનું વલણ કેથોલીક પંથ તરફ વિશેષ હતું. પ્રોટેસ્ટંટો પાસે કેથોલીક રિવાજો પળાવવા તે માથું મારતો. પાર્લામેન્ટમાં પ્યુરિટનોનું જોર વધારે હતું. તેથી રાજા અને પાર્લામેન્ટ વચ્ચે સંપૂર્ણ વિશ્વાસ ન હતો. સ્પેનની જોડે યુદ્ધ કરવા તેને નાણાંની જરૂર પડી તેથી ઈ. સ. ૧૬૨૫ પહેલી પાર્લામેન્ટ તેણે બોલાવી હતી. પાર્લામેન્ટના પ્યુરિટન સભાસદોએ રાજાની નાણાંની માંગણીનો વિરોધ કર્યો. રાજાને મળતો જકાત **(ટનેજ અને પાઉન્ડેજ)**નો હક ફક્ત એક વર્ષ સુધી પાર્લામેન્ટે મંજુર કર્યો. આ કારણથી ચાર્લ્સ પોતાનું અપમાન થયું છે એમ માની પાર્લામેન્ટ બરખાસ્ત કરી.

**બીજી પાર્લામેન્ટ** : પહેલી પાર્લામેન્ટ બરખાસ્ત કર્યા પછી ચાર્લ્સને નાણાંની જરૂર પડી એટલે બીજી પાર્લામેન્ટ તેણે બોલાવી. તેણે રાજ્યનું ઝવેરાત ગીરો મૂક્યું. લોકો પાસે બળાત્કારે પૈસા પડાવ્યા અને પુષ્કળ જુલમ ગુજરવા માંડયો. આમ કરવાથી પણ જોઈતાં નાણાં તેને ન મળ્યાં એટલે તેણે બીજી પાર્લામેન્ટ ઈ. સ. ૧૬૨૬માં બોલાવી. પાર્લામેન્ટના નવા સભાસદોએ નાણાં મંજુર કરવાની ના પાડી. બકિંગહામ (ચાર્લ્સનો માનીતો સલાહકાર) પર પાર્લામેન્ટે આરોપો મૂક્યા અને આરોપોની ફરિયાદનો નિકાલ ન થાય ત્યાં સુધી નાણાં આપવાની ના પાડી. આથી ચાર્લ્સે પાર્લામેન્ટ બરખાસ્ત કરી.

**રાજા આપખુદ બન્યો**:—પહેલી અને બીજી પાર્લામેન્ટ બોલાવી પોતાનો સ્વાર્થ સાધવામાં ચાર્લ્સ નિષ્ફળ નિવડયો. લોકો પાસે તેણે બળાત્કારે

પૈસા ઉછીનાં લેવા માંડ્યા. તે ઉપરાંત લોકોને લશ્કરમાં જોડાવવાની ફરજ પાડી. બકિંગહામની મરજીથી ફ્રાન્સ જોડે લડાઈ જાહેર કરવામાં આવી. લશ્કરી કાયદો ચાર્લ્સે શાંતિના સમયમાં અમલમાં મૂક્યો. કાયમના કાયદાની રૂએ પણ લોકોને રક્ષણ મળી શક્યું નહિ.

**ત્રીજી પાર્લમેન્ટ:**—ઈ. સ. ૧૬૨૮માં ત્રીજી પાર્લમેન્ટ મળી તેમાં સભાસદોએ પોતાના હકો ડૂબતા જોઈ પોતાના હકની માંગણી કરી. એને **"પીટીશન ઓફ રાઈટ" કહે છે. માંગણીઓ:—**

(૧) પાર્લમેન્ટની સંમતિ વિના રાજાએ કોઈની પાસે નાણાં લેવાં નહિ. (૨) સબળ કારણ વિના કોઈને કેદમાં નાંખવો નહિ. (૩) શાંતિના સમયમાં "લશ્કરી કાયદો" અમલમાં મૂકવો નહિ. (૪) સિપાઈઓના પોષણને માટે ખાનગી આસામીઓને ફરજ પાડવી નહિ.

ઉપલી માંગણીઓ જો રાજા કબુલ કરે તોજ નાણાંની મંજુરી પાર્લમેન્ટ તરફથી મળી શકે એમ હતું. પૈસા ખાતર ગરજવાન થઈ **હકની અરજી** ઉપર ચાર્લ્સે સહી કરી પણ તેમાં લખેલાં વચન તેણે પાળ્યાં નહિ.

રાજાએ પોતાની અસલ મનોવૃત્તિ પ્રમાણે કારભાર ચલાવવા માંડયો. આ સામે પાર્લમેન્ટે વિરોધ કર્યો. આથી ચાર્લ્સે પાર્લમેંટ બરખાસ્ત કરી અને વિરોધપક્ષના આગેવાનોને બંદીખાને નાંખ્યા. ઈ. સ. ૧૬૨૯.

**Q. 8. What do you know of:—(A) "Theory of Divine Right of Kings. (B) Petition of Rights.**

**(A)** "રાજાના દૈવી હક્કનો સિધ્ધાંત":—જેમ્સની નીતિ આપખુદ હતી. તે એમ માનતો કે—"રાજાઓ ઈશ્વરના પ્રતિનિધિ હોવાથી તેમની સત્તા દૈવી હક્ક સમાન છે." આ સિધ્ધાંતને અનુસરી પાર્લમેંટના કાયદા પ્રમાણે તે વર્તવાનું પસંદ કરતો નહિ. રાજા ઈશ્વરનેજ જવાબદાર છે અને તેણે કરેલાં કૃત્યો વિષે પાર્લમેંટ સવાલ કરી શકે નહિ. આ સિધ્ધાંત "રાજાના

દૈવી હક્કનો સિધ્ધાંત" ગણતો. આથી રાજા વિરુદ્ધ આચરણ કરનારને રાજદ્રોહી કે ધર્મદ્રોહી જેમ્સ ગણતો.

આ જાતના દૈવી હક્કના દાવાની માન્યતાથી જેમ્સ આપખુદ બન્યો અને તેને પોતાને સગવડ પડે એવા કાયદા બનાવી અમલમાં મૂકવા લાગ્યો. પોતાની મરજી પ્રમાણે બનાવેલા કાયદાથી લોકોમાં અસંતોષ થયો અને આંતરવિગ્રહના બીજ રોપાયાં.

(B) "પ્રજાના હક્કની અરજી":–જેમ્સની માફક ચાર્લ્સ ૧લો પણ આપખુદ રીતે રાજ્ય વહીવટ ચલાવતો હતો. ઈ.સ. ૧૬૨૮માં ચાર્લ્સે ત્રીજી પાર્લામેન્ટ બોલાવી, આ પાર્લામેન્ટમાં પીમ, હેમ્પડન, ક્રોમવેલ વગેરે ઉત્સાહી અને શૂરવીર સભાસદો હતા. આ સભાસદોએ ચાર્લ્સે કરેલા જુલમો અને અન્યાયો દૂર કરવાનો નિરધાર કર્યો તેથી તેઓએ પ્રજાની ફરિયાદ રાજા સમક્ષ નિડરપણે મૂકી અને સાથે સાથે **"પ્રજાના હક્કની અરજી"** પણ રજુ કરી. આ અરજીમાં એવું જણાવવામાં આવ્યું હતું કે રાજા જ્યાં સુધી પ્રજાની માંગણીઓનો નિકાલ ન કરે ત્યાંસુધી રાજાને પૈસાની મંજુરી આપવી નહિ.

ચાર્લ્સે આ પાર્લામેન્ટ નાણાં બાંધીને લીધેજ બોલાવી હતી એટલે પ્રજાની અરજી મંજુર થાય તોજ પૈસા મળે એમ હતું; તેથી ચાર્લ્સે અરજી પર સહી કરી. અરજી પર સહી કરવાથી ચાર્લ્સને ૪ લાખ પાઉન્ડ મળ્યા હતા. પણ પૈસા મળ્યા પછી ચાર્લ્સ બેવચની થયો. આંતરવિગ્રહના રોપનું આ પણ એક મુખ્ય કારણ હતું કારણકે ચાર્લ્સ પ્રજાના હક્કની અવગણના વારંવાર કરતો.

## Q. 9. Describe the personal rule of Charles I from 1629 to 1640.

ચાર્લ્સે આ સમય દરમ્યાન લોડ અને સ્ટ્રેફર્ડની સલાહથી સ્વતંત્રપણે રાજ્ય કારભાર ચલાવ્યો અને પાર્લામેન્ટની બીલકુલ પણ દરકાર કરી નહિ.

પોતાના સ્વતંત્ર અમલ દરમ્યાન તેણે કાયદાઓ તોડી પોતાની મરજી પ્રમાણે રાજ્ય વહીવટ કરવાનો પ્રયત્ન કર્યો. "**ટનેજ અને પાઉન્ડેજ**"ના કર ઉઘરાવવા શરૂ કર્યા. જંગલના જુના કાયદા કાઢી નાંખી લોકો પાસેથી જમીન પચાવવા બદલ ભારે દંડ વસુલ કરવામાં આવ્યો. અસલની 'ફ્યુડલ સીસ્ટમ' પ્રમાણે લશ્કરી નોકરીની માંગણી કરી; તેમ નહિ કરનારને ચાર્લ્સ ભારે દંડ કરતો. લાંબા સમયથી બંધ કરેલો વહાણવેરો તેણે ફરી ચાલુ કર્યો. આ ઉપરાંત આયાત માલ પરની જકાત વધારી. તેમજ દરરોજની જરૂરીઆત વસ્તુઓ વેચવાના ઈજારા આપવાનો રિવાજ દાખલ કર્યો. પાર્લામેન્ટ વારંવાર તેને પૈસા આપવાની ના પાડતી હતી તેથી ચાર્લ્સ પાર્લામેન્ટની મંજુરી વગર પૈસા ઉભા કરવા માટે ઉપલા સાધનોની મદદ લીધી.

ચાર્લ્સે સ્ટ્રેફર્ડને આયર્લાંડનો સુબો બનાવ્યો. આયર્લાંડમાં તેણે સખતાઈથી રાજ્ય કર્યું અને જે લશ્કર હતું તેને યોગ્ય કવાયત આપી કેળવ્યું અને આયર્લાંડને ચાંચીઆના ભયમાંથી મુક્ત કર્યું અને ત્યાંના વેપાર ઉદ્યોગ સુધાર્યા. સ્ટ્રેફર્ડના અમલથી લોકોની સ્થિતિ સુધરી તે છતાં લોક લાગણી તો રાજાની વિરૂદ્ધજ હતી.

રાજાને ખોટે રસ્તે દોરવનાર તેનો બીજો સલાહકાર લોડ હતો. તે કેથોલિક ધર્મ તરફ મહેરબાની બતાવતો હતો અને તેથી પ્રાર્થના પોથીમાં સુધારો કરી તે પ્રમાણે વર્તવા પ્યુરીટનોને ફરજ પાડવા લાગ્યો. વળી સ્કોટલાંડની પ્રજા ચુસ્ત અને સ્વતંત્રતાપ્રિય હોવાથી લોડે નવી પ્રાર્થનાપોથી દાખલ કરવાની ફરજ પાડી તે સામે લોકોએ સખત વિરોધ કર્યો. આખું સ્કોટલેંડ ઉશ્કેરાઈ ગયું અને સઘળી પ્રજાના આ સામાન્ય વિરોધને લીધે સંગઠન થયું. ચાર્લ્સે સ્કોટ લોકો સામે લશ્કરી બળ વાપરી તેમને તાબે કરવા વિચાર કર્યો. ચાર્લ્સ પાસે લશ્કર ન હોવાથી સ્કોટલાંડ સાથે સંધિ કરવી પડી.

**Q. 10. What part did Earl of Straford and William Laud play during the reign of Charls I. Briefly describe their career.**

**અર્લ સ્ટ્રેફર્ડ**:—ચાર્લ્સ પહેલાના સમયમાં **ટોમસ વેંટવર્થ** નામનો ધનવાન અને બુદ્ધિશાળી શખ્સ પાર્લમેંટમાં જોડાયો. તે પ્રજાપક્ષનો હતો અને **ડયુક ઓફ બકીંગહામ**નો વિરોધી હતો. "પ્રજાના હક્કોની અરજી" તૈયાર કરવામાં તે મોખરે હતો. ચાર્લ્સ ગાદીએ બેઠો પછી બે વર્ષમાં ડયુક ઓફ બકીંગહામ મરણ પામ્યો એટલે ટોમસવેંટવર્થ રાજાના પક્ષમાં જોડાયો. વેંટવર્થ સત્તાનો લોભી હતો. ફ્રાન્સના જેવો રાજ્યવહીવટ તેને ઇંગ્લંડમાં ચલાવવાની મહત્વકાંક્ષા હતી. ચાર્લ્સે એને અર્લ ઓફ સ્ટ્રેફર્ડ બનાવ્યો અને કાઉન્સિલનો પ્રમુખ પણ બનાવ્યો. રાજાને નામે સ્ટ્રેફર્ડે ઇંગ્લંડમાં ઘણા જુલમો ગુજાર્યા હતા. ઇ.સ. ૧૬૩૨માં સ્ટ્રેફર્ડને આયર્લંડનો લોર્ડ ડેપ્યુટી બનાવવામાં આવ્યો. સ્ટ્રેફર્ડએ રાજાની સલામતી માટે એક મોટું લશ્કર ઉભું કરવાની યોજના ઘડી કાઢી. તે ઉપરાંત પાર્લમેંટની પરવાનગી વગર, પૈસા ઉઘરાવવાના અનેક ઉપાયો તેણે શોધી કાઢ્યા. સ્ટ્રેફર્ડ ચાર્લ્સનો એક ઘણો માનીતો સલાહકાર હતો અને રાજ્યવહીવટમાં રાજાને ઉંધે રસ્તે દોરવનાર પણ તેજ હતો. લોકો સ્ટ્રેફર્ડના વર્તનની તદ્દન વિરૂધ્ધ હતા અને તેથી તેનું ખૂન થયું હતું.

**વિલિયમ લોર્ડ**:—બીશપ લોડ કેથોલીક ધર્મપંથનો હતો અને તેથી પાર્લમેંટનો ઘણો પ્રખર વિરોધી હતો. લોડ પ્રમાણિક અને નિર્લોભ હતો તે છતાં ધર્મની બાબતમાં ઘણો ઝનુની અને જક્કી હતો. ઇ. સ. ૧૬૩૪માં ચાર્લ્સે તેને કેન્ટરબરીનો આર્કબીશપ બનાવ્યો હતો. લોડનો સ્વભાવ ઘણો કડક હોવાથી ધર્મની બાબતોમાં તે સખત શિક્ષા કરતા ચુકતો નહિ. લોડ બીજા ધર્મપંથીઓને પાપી ગણી સખત શિક્ષા કરતો. વેંટવર્થને લશ્કર ઉભુ કરવામાં તેણે સારી મદદ કરી હતી. લોડના જીવનનો અંત પણ સ્ટ્રેફર્ડના જીવતઅંત સમો કારમો આવ્યો હતો.

સ્ટ્રેફર્ડ રાજ્યવહીવટમાં અને લોડ ધર્મ બાબતમાં ચાર્લ્સના મુખ્ય સલાહકાર હતા. બન્ને સત્તાના ઘણાજ લોભી હોવાથી ચાર્લ્સને પ્રજાવિરૂદ્ધ સલાહ આપવા ચૂક્યા નહિ. ચાર્લ્સનો સ્વભાવ અભિમાની અને આપખુદ

નો હતોજ તેમાં આવા સલાહકારથી તેના રાજ્યવહીવટથી લોકોમાં અસં-તોષ થયો.

**Q. 11. Give a brief account of the Long Parliament.**

ચાર્લ્સે ૧૧ વરસ સુધી પાર્લામેન્ટ વગર રાજ્ય કર્યું. તેણે આપેલાં વચનોનો ભંગ કરી અમાનુષી રાજ્ય કારભાર ચલાવ્યો. કેટલાક નવા કરો નાખ્યા. આ બધા કારણોને લીધે લોકો ચાર્લ્સની રાજ્યનીતિ વિરૂદ્ધ થઇ ગયા હતા. સ્કોટલોકો એ ચાર્લ્સની સામે બળવો કર્યો હતો અને તેથી તેને તેઓની સાથે લડાઈ કરવા પૈસાની જરૂર હતી. આ કારણથી તેણે ૧૬૪૦ માં પાર્લામેન્ટ બોલાવી અને તે ૧૬૬૦ સુધીચાલુ રહી તેથી આ **લાંબી પાર્લામેન્ટ** ના નામે ઓળખાય છે.

પાર્લામેન્ટના સભાસદો રાજાની સામે થયા અને અમુક શરતો ચાર્લ્સ પાસે કબુલ કરાવ્યા પછી પૈસા મંજુર કરવા એવું નક્કી કર્યું. સ્ટ્રેફોર્ડ ના રાજ્ય કારભાર અને લૉડની ધર્મનીતિ ને માટે સભાસદોએ ઘણોજ કડક વિરોધ જાહેર કર્યો. પાર્લામેન્ટે નીચે પ્રમાણે એક પછી એક કાર્યો હાથ ધર્યાં અને તે પ્રમાણે અમલ ચલાવ્યોઃ—(૧) સ્ટાર ચેમ્બર અને હાઈ કમીશન જેવી જુલમી અદાલતો રદ કરી. (૨) વહાણ વેરો અને બીજા કરો રદ કર્યા. (૩) સ્ટ્રેફોર્ડ અને લૉડ પર રાજદ્રોહના આરોપ મૂકી તેમને કેદ કર્યા. (૪) પાર્લામેન્ટને તેની સંમતિ વિના બરખાસ્ત કરવી નહિ. (૫) દર ત્રણ વર્ષે પાર્લામેન્ટ મળવીજ જોઇએ એવો કાયદો પસાર કર્યો. આ બધું ફક્ત એકાદ વર્ષના સમય દરમ્યાન થયું.

ત્યાર પછી ધાર્મિક સુધારાનું કાર્ય પાર્લામેન્ટે હાથ ધર્યું. પ્રોટેસ્ટંટો પ્યુરિટન પંથ નાબુદ કરવા પ્રયત્નો કરવા લાગ્યા. આ કારણથી પાર્લામેન્ટમાં બે પક્ષ પડ્યા. પ્યુરિટનો રાજાના પક્ષમાં મળ્યા અને તેથી તેના તરફ દીલસોજી બતાવવા પ્રેરાયા. આ સમયે આયર્લેન્ડમાં બંડ થયું અને

પ્રોટેસ્ટંટોની કતલ થઈ. આ બાબતની રાજ્યનીતિ વખોડી કાઢવા માટે **પીમે** એક ફરિયાદ રજુ કરતો **મોટો વાંધો** ઉઠાવ્યો. આ વાંધાથી બન્ને પક્ષ વચ્ચે પાર્લામેન્ટમાં જબરી તડાતડી થઈ. ચાર્લ્સે પીમ વગેરે પાંચ આગેવાન સભાસદોને કેદ કરવા હુકમ કર્યો પણ તેમાં તે નિષ્ફળ નીવડ્યો. થોડા દિવસ પછી આ પાંચે સભ્યો પાર્લામેન્ટમાં આવી બેઠા અને રાજાના અત્યાચારથી લોકો ઉશ્કેરાઈ ગયા હતા એટલે લોકોએ રાજમહેલ તરફ ધસારો કર્યો ત્યારે રાજાને લાગ્યું કે લંડનમાં રહેવું ભયભરેલું હતું. ચાર્લ્સે લંડન છોડયું આ સ્થિતિમાં રાજા અને પ્રજા વચ્ચે યુદ્ધ વગર બીજું શું હોઈ શકે ?

## Q. 12. Give the main causes that led to the Civil War in the reign of Charles I.

ચાર્લ્સે આપખુદ સત્તાથી, પાર્લામેન્ટને પૂછ્યા વગર ૧૧ વર્ષ રાજ્ય કર્યું; ખોટી રીતે કરો ઉઘરાવ્યા અને લોડ તેમજ સ્ટ્રેફર્ડને હોદ્દા પરથી કાઢી મૂકવા આનાકાની કરી. આ બધા કારણોને લઈને રાજા અને પ્રજા વચ્ચે લાગણી ઉશ્કેરાઈ ગઈ હતી. પીમ તેમજ બીજા ચાર પાર્લામેન્ટના સભાસદોને શિક્ષા કરવા જતાં, તે બીનકાયદેસર ચાર્લ્સનું પગલું લોકોને ગમ્યું નહિ. લશ્કરી કાયદો અમલમાં મૂકવા પાર્લામેન્ટે ઠરાવ કર્યો. આ ઠરાવ મુજબ લશ્કરી તેમજ મુલકી રાજ્યસત્તા રાજા પાસેથી લઈ લેવાની હતી. પોતાની પાસે રહેલી આ સત્તા ચાર્લ્સ છોડી દેવાને તૈયાર ન હતો.

લાંબી પાર્લામેન્ટમાં રજુ કરેલા **હકના કાયદાઓ** પ્રમાણે વર્તવા ચાર્લ્સ તૈયાર ન હતો. (વધુ માટે જુઓ સવાલ ૧૧ મો). સ્ટ્રેફર્ડ અને લોડના રાજ્ય કારભારથી લોકો ઘણુંજ કંટાળી ગયા હતા. પાર્લામેન્ટમાં બે મોટા પક્ષ, પ્રોટેસ્ટન્ટ અને પ્યુરીટન્સ પડી ગયા હતા; અને જે આંતરવિગ્રહ થયો તે આ બન્ને પક્ષોને લીધેજ થયો હતો. આ પક્ષો ફક્ત ધાર્મિક દૃષ્ટિએ પડ્યા હતા.

આપણે ઉપર જોયું તે પ્રમાણે ચાર્લ્સના એકેએક કૃત્ય પ્રત્યે લોકોનો જબરો વિરોધ હતો. તે આપખુદ સત્તાની પરિસીમા ઓળંગી ગયો. આથી

રાજાની સ્થિતિ ઘણીજ કફોડી થઇ ગઈ હતી. ધાર્મિક ઝઘડાને લીધે પ્રજામાં બે જબરા પક્ષ પડી ગયા હતા. તેથી આંતરવિગ્રહની શરૂઆત થઈ. જો ચાર્લ્સે પૈસાનો લોભ ન રાખ્યો હોત; બીન કાયદેસર રાજ્ય ન કર્યું હોત; અને જો સમયને ઓળખીને તે વર્ત્યો હોત તો તેને પોતાનું ડોકું આપવું ન પડતે.

**Q. 13 What were the relations between Charles I. and his Parliament ? Why did he fail to maintain his position as a ruler ?**

જુઓ સવાલો ૭ અને ૧૧ના જવાબો.

**Q. 14. Give a short life-sketch of Cromwell.**

તે ૧૫૯૯માં હટીંગ નામના પરગણામાં જન્મ્યો હતો. તેણે ઉંચા પ્રકારની નાની ઉંમરમાં કેળવણી લીધી હતી, તેનો ધંધો ખેતીનો હતો.

ઈ. સ. ૧૬૨૮માં તે લોકસભામાં ચુંટાયો હતો. તેનો સિદ્ધાંત–કાય કરવાનો હતો; પણ ફક્ત બોલવું એ તેને ગમતું નહિ. નાનપણથી તેને લશ્કરી તાલીમ મળી ન હતી તોપણ તે એક મોટો સૈનિક બન્યો હતો. ઈ. સ. ૧૬૪૨માં **હકની અરજી** પાર્લામેન્ટમાંથી પસાર થઈ ત્યારે તે સભાસદ હતો. ચાર્લ્સના આપખુદ વર્તનથી દેશમાં જે પરીસ્થિતિ ઉભી થઈ હતી તેને પહોંચી વળવા ક્રોમવેલે એક મોટું લશ્કર ઉભું કરવા વિચાર કર્યો. ક્રોમવેલના લશ્કરમાં સૈનિકો તરીકે ઘણાંજ મજબુત ધર્મજનુની અને વજ્રબાહુબળવાળા પ્રજાજનો દાખલ થયા હતા. ક્રોમવેલે આંતરવિગ્રહમાં એક સેનાધિપતિ તરીકે દેશસેવા બજાવી. આ રીતે તેણે રાજદ્વારી બાબતમાં ઘણો મોટો ભાગ ભજવ્યો હતો.

આંતરવિગ્રહના અંતે, ચાર્લ્સના વધ પછી, ક્રોમવેલે કમીટીની મદદથી રાજ્ય ચલાવી ઉમરાવોની સભાનો નાશ કર્યો હતો.

આયર્લાંડમાં ચાર્લ્સ બીજાને ગાદી આપવાની જ્યારે કેથોલીકોએ

તૈયારી કરી ત્યારે ત્યાં જઈ ક્રોમવેલે તરવારો અને બંદુકથી લોકોની કતલ કરી હતી.

સ્કૉટલેંડમાં પણ એજ પ્રમાણે ક્રોમવેલ વિરૂધ્ધ બંડ થયું હતું. તેને પણ ક્રોમવેલે ડાબી દીધું હતું.

આંતરવિગ્રહમાં માસ્ટેન મર, નેઝબી, ડંનબાર અને વુસ્ટર જેવા યુદ્ધમાં ક્રોમવેલ વિજેતા થયો; અને તેને લીધે તે એક મહાન દેશનેતાની પદવી પ્રાપ્ત કરી શક્યો હતો. લશ્કરની મદદથી ચાર્લ્સની સત્તા તેણે નાબુદ કરી એટલુંજ નહિ પણ તેને કેદ પણ કર્યો હતો. ઇંગ્લાંડનો રાજ્યવહીવટ કરવાનું કાર્ય, એક મહાન દેશનેતા તરીકે ક્રોમવેલના માથા પર આવી પડ્યું. ક્રોમવેલનો વિચાર પાર્લામેંટને રાજ્યકારભાર સોંપી દેવાનો હતો. પરંતુ પોતાના પ્રયાસમાં તે નિષ્ફળ નિવડ્યો કારણકે તેણે પાર્લામેંટના સભ્યોનું અપમાન કર્યું અને તેને વિખેરી નાખી. ત્યારપછી પોતે પસંદ કરેલા પ્રજાના પ્રતિનિધિઓની મદદથી પાર્લામેંટ બોલાવી. આ વખતે પણ ક્રોમવેલને સહકાર મળ્યો નહિ. ચાર્લ્સની માફક ક્રોમવેલે પણ પ્રજાના હક્કો પર તરાપ મારી અને લશ્કરી અમલ દેશપર ઠોકી બેસાડ્યો હતો.

સૈનિક તરીકે ક્રોમવેલની કારકિર્દી જેટલી ઝળહળતી હતી તેટલીજ રાજ્યકર્તા તરીકે ન હતી. ક્રોમવેલનાં કેટલાંક કૃત્યો ચાર્લ્સના કૃત્યો કરતાં પણ વધારે અમાનુષી હતાં. ક્રોમવેલ પોતે પ્યુરીટન હોવાથી જાહેર ઉત્સવોની, નાટકોની તેમજ મોજશોખના સાધનોની તેણે બંધી કરી હતી. આથી લોકોની સ્વતંત્રતા છીનવાઈ ગઈ હતી. ચાર્લ્સનો વધ કરવાથી ઘણા પ્રજાજનોની લાગણી દુઃખાઈ હતી; અને તેનું એ કૃત્ય કોઈપણ રીતે યોગ્ય ન કહેવાયું. જે ક્રોમવેલ પ્રજાની સ્વતંત્રતા માટે લડ્યો હતો તેજ ક્રોમવેલ રાજ્ય સત્તા મળતાં આપખુદ બન્યો. એ હકીકત ક્રોમવેલના જીવનનો એક કોયડો નથી શું ?

Q. 15. Describe briefly the events of the Civil War.

પીમ અને બીજા ચાર સભાસદોને કેદ કરવાનું ચાર્લ્સનું પગલું ઘણુંજ મૂર્ખાઈ ભરેલું હતું. ચાર્લ્સની સામા આખું લંડન શહેર થયું. ચાર્લ્સ આ વખતે ફ્રાન્સની મદદની આશા રાખતો હતો. લંડન છોડી હલ બંદરના કિલ્લા તરફ તે ગયો. ત્યાં તેણે સ્કોટલોકોની મદદ માગી પણ હલના કિલ્લામાં તે દાખલ થઈ શકયો નહિ; તેથી નોટિંગહામ જઈ પ્રજા વિરૂદ્ધ વિગ્રહ જાહેર કર્યો.

પાર્લામેંટના કેટલાક અમીરોએ રાજાનો પક્ષ લીધો હતો તે છતાં મોટો પક્ષ પ્રજા તરફ હતો. પ્રજા પક્ષનો સેનાપતિ અર્લ ઓફ ઈસેક્સ નોટીંગહામ પહોંચ્યો પણ તે જાતે પ્યુરીટન હોવાથી રાજાની સામા થયો નહિ. આ સમયે રૂપર્ટ જે ચાર્લ્સનો ભાણેજ થતો હતો તેણે સારી મદદ કરી અને ચાર્લ્સને રક્ષણ આપ્યું. ઈ. સ. ૧૬૪૩માં એજહિલ આગળ પાર્લામેંટ પક્ષ અને રાજા પક્ષ વચ્ચે યુધ્ધ થયું તેમાં પાર્લામેન્ટનું લશ્કર હાર્યું. વિગ્રહ દરમ્યાન ચાર્લ્સે ઓક્સફર્ડ જઈ લંડન પર હુમલો કરી તે કબજે કરવા પ્રયાસ કર્યો.

સ્કોટલોકોએ ધર્મના રક્ષણની માંગણી કરી પાર્લામેન્ટને મદદ કરી. આ સમયે પ્રજાપક્ષનો ઓલિવર ક્રોમવેલ પોતાનું કવાયત લશ્કર લઈ યુધ્ધ માં પડયો અને ૧૬૪૪માં માર્સ્ટન મૂર આગળ ઘણું મોટું યુદ્ધ થયું તેને પરિણામે પાર્લામેન્ટનો વિજય થયો. ક્રોમવેલે રાજાને વિગ્રહના સમાધાન રૂપે કેટલીક ઉદાર શરતો રજુ કરી પણ ચાર્લ્સે તે શરતો કબુલ કરી નહિ. અને તેને પરીણામે ચાર્લ્સ ઉપર પ્રજાનો દ્રોહ કરવાનો આરોપ મુકવામાં આવ્યો. આ કાર્ય માટે એક ખાસ કમીટી નીમવામાં આવી હતી. આ કમીટીએ ચાર્લ્સને દેહાંતની સજા કરી.

પરિણામ:—પ્રજાપક્ષની જીત થઈ. રાજાનો શિરચ્છેદ થયો. પ્રજા સ્વતંત્ર બની. રાજાની આપખુદ સત્તા નાશ પામી. ક્રોમવેલે રાજ્ય સત્તા હાથમાં લીધી અને તેનું રાજ્ય લશ્કરના ત્રાસથી ચાલ્યું.

**Q. 16. Describe the part played by Cromwell in the Civil War.**

ક્રોમવેલ પાર્લામેન્ટનો સભાસદ હતો. રાજાનું લશ્કર ઘણું બળવાન હતું; અને તેની સામા ટકી રહેવા કવાયત લશ્કરની ખાસ જરૂર હતી એમ તેને લાગ્યું. આંતરવિગ્રહ જ્યારે શરૂ થયો ત્યારે પોતાના કેળવાયલા લશ્કરના બાહુબળ વડે તેણે રાજ્યસત્તાનો સામનો કર્યો. તેનું લશ્કર **iron sides**ને નામે ઓળખાતું હતું. માર્સ્ટનમૂરની લડાઇમાં તેને પહેલી જીત મળી. ક્રોમવેલ એક મહાન સેનાધિપતિ તરીકે મશહૂર થયો અને પ્રજા પક્ષે તેને લશ્કરી અમલનો રાજ્ય વહિવટ સોંપી દીધો. તેની બીજી જીત નેઝબી આગળ થઇ હતી. આ વખતે પ્રજાના સ્વતંત્ર પક્ષે પાર્લામેંટની મદદથી સ્વતંત્ર રાજ્ય સ્થાપવાનો વિચાર કર્યો અને ક્રોમવેલને પોતાના પક્ષનો સરદાર બનાવ્યો. રાજાની હાર પછી પાર્લામેંટે ક્રોમવેલના કહ્યા મુજબ અમુક શરતો રજુ કરી પણ રાજાએ તે કબુલ રાખી નહિ. ક્રોમવેલે પોતાના લશ્કરની મદદથી સ્કૉટલૅંડમાં જે ચળવળ ચાલતી હતી તે દાબી દીધી. આયર્લાંડમાં પણ તેજ પ્રમાણે લશ્કરી અમલથી ક્રોમવેલે પોતાની સત્તા જમાવી. જુઓ જવાબ ૧૫મો.

આંતરવિગ્રહના અંતમાં ક્રોમવેલે પાર્લામેંટમાં એક સ્વતંત્ર પક્ષ ઉભો કર્યો અને સ્વતંત્ર રાજ્ય સ્થાપવા કોશીષ કરી. ક્રોમવેલની લશ્કરી જીતથી તેનો એટલો બધો પ્રજા પક્ષ પર કાબુ હતો કે તેણે એક કમીટી નીમી. રાજાને શિરચ્છેદ કરવાનો ઠરાવ કર્યો. આ ઉપરથી માલમ પડે છે કે ક્રોમવેલે આંતરવિગ્રહ દરમ્યાન ઘણો આગળ પડતો ભાગ ભજવ્યો હતો અને તેને પરિણામે રાજાની આપખુદ સત્તા નાબુદ થઇ હતી.

### Q. 17. By what act did Cromwell become the Protector ? Give the Provisions of the Act.

રમ્પ પાર્લામેન્ટે ચાર્લ્સ પહેલાને દેશદ્રોહી ઠરાવી ફાંસી દીધી. ઉમરાવોની સભાને નાબુદ કરી અને પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યું પણ ક્રોમવેલને રમ્પ પાર્લામેન્ટની મદદથી રાજ્ય કરવાનો વિચાર ન હતો. આ રમ્પ પાર્લામેન્ટ તેણે જાતે બરખાસ્ત કરી હતી.

આરપછી ક્રોમવેલે બીજી પાર્લામેન્ટ બોલાવી જે 'Bare-bones' હુંડી, પાર્લામેન્ટને નામે ઓળખાય છે. આ પાર્લામેન્ટ તદ્દન નિષ્ફળ નિવડી અને કોઈ પણ જાતનું સક્રિય કર્તવ્ય કરી શકી નહિ તેથી તે પણ બરખાસ્ત કરવામાં આવી.

આ સમયે લોકો એમ ઇચ્છતા હતા કે કોઈપણ જાતનો બંધારણ પૂર્વક રાજ્ય વહીવટ દેશને જરૂરનો છે. 'Council of state' નામની સભાએ રાજ્ય વહીવટ બંધારણ પૂર્વક ચાલે એટલા માટે એક "રાજ્ય વહીવટનો ખરિતો" (Instrument of Government) પસાર કર્યો. આ ખરિતાના મુદ્દાઓ આ પ્રમાણે હતા:-(अ) રાજ્યનો તમામ વહીવટ એકજ વ્યક્તિને સોંપવો અને તે વ્યક્તિને **લોર્ડ પ્રોટેક્ટરની** પદવી આપવી. લોર્ડ પ્રોટેક્ટર તરીકે ક્રોમવેલની નીમણુંક થઈ હતી અને તેથી બધી સત્તા તેને આપવામાં આવી હતી તથા તેને સલાહ આપવા એક સમિતિ નીમી હતી. (ब) ઇંગ્લંડ, સ્કોટલંડ અને આયર્લાંડના પ્રતિનિધિઓની બનેલી પાર્લામેન્ટ રચવી અને પાર્લામેન્ટની દર ત્રણ વર્ષે ચૂંટણી કરવી. (क) રોમન કેથોલીક સિવાય બધા ખ્રિસ્તિ પંથોને સંપૂર્ણ સ્વતંત્રતા આપવી.

આ ખરિતાથી રાજ્યવહીવટ ચલાવી શકાય તેમ હતું; તે છતાં તે ખરિતો ન્યાયની દૃષ્ટિએ જોતાં ગેરકાયદેસર હતો કારણ કે તે કાયદેસરની પાર્લામેન્ટે પસાર કર્યો ન હતો.

## Q. 18. Write Short notes on:-(1) Grand Remonstrance (2) Pride's Purge (3) Rump Parliament.

(૧) **ગ્રાંડ રેમોન્સ્ટ્રન્સ.** ઇ. સ. ૧૬૪૧માં ચાર્લ્સ પહેલાના સમયમાં પાર્લામેંટ (લાંબી) મળી હતી. ચાર્લ્સ આપખુદ રીતે રાજ્યવહીવટ કરતો હતો. રાજ્યવહીવટમાં પ્રજા કેટલાક હકો ભોગવતી હતી અને વધારે હકો ભોગવવા ઇચ્છા રાખતી હતી. આ કારણને લીધે જ્યારે પાર્લામેંટ મળી ત્યારે-"રાજ્ય વહીવટ ઉપર ખરો અંકુશ રાજાનો કે પ્રજાનો ? એ પ્રશ્નનો

નિકાલ કરવા પિમની આગેવાની હેઠળ એક **વિરોધપત્રક** તૈયાર કરવામાં આવ્યું જેમાં રાજાના કૃત્ય વિરુદ્ધ અનેક ફરિયાદો હતી. ફરિયાદો રજુ કરવામાં પ્રજાનો અસંતોષ અને અણવિશ્વાસ જાહેર થયો. તે ઉપરાંત કેટલાક ધાર્મિક સુધારાઓ પણ "વિરોધ પત્રક"માં રજુ થયા હતા. ધાર્મિક સુધારા પર પાર્લામેંટમાં મતભેદ થતાં બે પક્ષ પડ્યા. 'વિરોધ પત્રક' પણ ઘણી થોડી બહુમતીથી પસાર થયું અને આંતરવિગ્રહના કારણો સબળ થતાં ગયાં.

(૨) **પ્રાઇડ્સ પર્જ**:—આંતરવિગ્રહ પછી ચાર્લ્સે પાર્લામેન્ટના પ્રેસ્બિટેરીઅન સભાસદો સાથે મસલત કરી, ગાદી પાછી મેળવવા પ્રયાસ કર્યો. ક્રોમવેલને આની ખબર પડતાં, પ્રેસ્બિટેરીઅન સભ્યોને પાર્લામેન્ટમાંથી હાંકી કાઢવા કર્નલ પ્રાઇડને એક લશ્કરી ટુકડી આપી મોકલ્યો. તે પાર્લામેંટના સભાગૃહ આગળ આવી ઊભો રહ્યો અને ૪૫ પ્રેસ્બિટેરીઅન સભાસદોને કેદ કર્યા અને બીજા ૧૦૦ સભાસદોને બેઠક લેતાં અટકાવ કર્યો. આ જાતના પ્રાઇડના વર્તનને **પાર્લામેંટની શુદ્ધિના કૃત્ય** (પર્જ) તરીકે ઓળખાય છે.

(૩) **રમ્પ પાર્લામેંટ**:—ઉપર જણાવેલા પ્રાઇડ્સ પર્જના પરિણામે પાર્લામેંટના સભાસદોમાંથી નવદશાંશ ભાગ બાતલ થઈ ગયા હતા અને બાકીના ફક્ત દશમા ભાગના સભાસદો રહ્યા હતા. એ પાર્લામેંટ ફક્ત નામનીજ હતી અને તેથી એ "**ઠુંઠી**" પાર્લામેંટના નામે ઇતિહાસમાં પ્રસિદ્ધ છે.

પ્રજાના સ્વતંત્ર પક્ષના સભાસદોએ પોતાનો ધ્યેય આ પાર્લામેંટની મદદથી પાર પાડ્યો અને રાજા ઉપર રાજદ્રોહ અને પ્રજાદ્રોહનો આરોપ મુકવામાં આવ્યો. અને રાજાના કૃત્યની તપાસ માટે એક અદાલત નિમવાનો ઠરાવ રમ્પ પાર્લામેંટમાં પસાર થયો.

**Q. 19. Give a brief account of the administration of Cromwell.**

સવાલ ૨૭ના જવાબમાં તમે જોયું કે "રાજ્ય વહીવટના ખરિતા"ની રૂએ ક્રોમવેલને **રાજ્ય રક્ષક** ની પદવી મળી હતી. ઇ. સ. ૧૬૫૪માં ક્રોમવેલે ઇંગ્લંડ, સ્કોટલંડ અને આયર્લંડના લગભગ બધા પક્ષોના પ્રતિનિધિઓની પાર્લામેંટ બોલાવી. આ પાર્લામેન્ટમાં ક્રોમવેલ વિરૂદ્ધના કેટલાક પ્રશ્નો ચર્ચવામાં આવ્યા. આ વાત ક્રોમવેલને ગમી નહિ તેથી પાર્લામેંટમાંથી સો સભાસદોને તેણે બરતરફ કર્યા. તેના આ વર્તનથી તેની આપખુદ સત્તાનું લોકોને ભાન થયું અને તેથી તેની સામે વિરોધ વધ્યો.

ઇ. સ. ૧૬૫૬માં ક્રોમવેલે બીજી પાર્લામેંટ બોલાવી, જેમાં ક્રોમવેલના પક્ષનાજ સભાસદો મોટે ભાગે હતા. આ પાર્લામેંટે એવો ખરડો પસાર કર્યો કે જેથી ક્રોમવેલને પ્રોટેક્ટર તરીકે બધી સત્તા આપવામાં આવી. ક્રોમવેલ સત્તાનો લોભી ન હતો. તેને રાજા થવાનું ગમતું ન હતું તેથી લશ્કરી અમલદારોની સત્તા નાબુદ કરી રાજ્ય વહીવટ તેણે પોતે હાથમાં લીધો. આ બધું કરવા છતાં ક્રોમવેલને એમ લાગ્યું કે રાજ્યવહીવટ કરવાનો તેનો પ્રયાસ નિષ્ફળ ગયો હતો.

**ક્રોમવેલની રાજ્યનીતિઃ**—ક્રોમવેલનો રાજ્યવહીવટમાં બીલકુલ સ્વાર્થ ન હતો. લોકોને પાર્લામેંટમાં પ્રતિનિધિત્વ આપવાની તેણે ખામી રાખી ન હતી. તેનો વિચાર દેશની સ્થિતિ સુધારવાનો હતો પણ પોતાના વિચાર પ્રમાણે કાર્ય કરવામાં તે નિષ્ફળ નીવડ્યો.

પાર્લામેંટની મંજુરી વિના તેણે કરો ઉઘરાવવા માંડ્યા, પ્રમાણિક ન્યાયાધીશોને બરતરફ કરવા માંડ્યા અને પ્રજાના મૂળ હકો ઉપર તરાપ મારી, ચાર્લ્સની માફક આપખુદ રાજ્ય વહીવટ શરૂ કર્યો. લશ્કરી અમલનો ત્રાસ તેણે શરૂ કર્યો અને તેથી લોકોની સ્વતંત્ર રાજ્યની ઉમેદ નષ્ટ થઈ. ક્રોમવેલ પોતે એમ માનતો કે રાજ્યના અને પ્રજાના ભલા માટે તેને આપખુદ થવાની ખાસ જરૂર હતી.

ધર્મને નામે થતાં જુલમો તેણે અટકાવ્યા હતા. કેળવણીને તેણે ઉત્તેજન આપ્યું હતું અને ન્યાય પદ્ધતિમાં તેણે સુધારો કર્યો હતો. વેપાર અને ખેતી આબાદ કરવા તેણે પ્રયત્નો કર્યા હતા.

**પરદેશ નીતિઃ—** ક્રોમવેલે પોતાના પ્રભાવને લીધે ઇંગ્લંડની પ્રતિષ્ઠા યુરોપમાં વધારી હતી. ઈ. સ. ૧૬૫૪ માં વલંદાઓ એ સખત હાર ખાધી અને આથી તેમણે અંગ્રેજો સાથે સુલેહ કરી ઈંગ્લંડનો નૌકાનો કાયદો કબુલ કર્યો. ક્રોમવેલે ઈંગ્લંડ, સ્વીડન, ડેનમાર્ક અને નેધલેંડનાં પ્રોટેસ્ટંટ રાજ્યોનો સંઘ સ્થાપી આગેવાની લીધી. સ્પેનની સત્તા ઓછી કરવા તે સફળ થયો. આ પ્રમાણે ક્રોમવેલની પરદેશનીતિ ઈંગ્લંડની સત્તા અને મહત્તા વધારનારી હતી તે છતા તેમ કરવાને તેને પુષ્કળ ખરચ કરવો પડયો હતો.

**ક્રોમવેલની કાર્યદક્ષતાઃ—**ઈંગ્લંડની મહત્તા વધારનાર ક્રોમવેલની કીર્તી આખા યુરોપમાં ફેલાઈ. ઈંગ્લંડની મહત્તા તેના રાજ્ય કારભારને લીધે ઘણી વધી. કેળવણી, વેપાર અને ખેતીમાં સુધારા થયા. બંધારણીય રાજ્ય વહીવટ સ્થાપવાની તે તરફેણમાં હતો તે છતાં ન છુટકે તેને લસ્કરી અમલ ચલાવવો પડયો. ક્રોમવેલનો આંતર રાજ્ય કારભાર જોઈએ તેટલો સફળ ન નીવડયો તે છતાં તેની પરદેશ નીતિ કીર્તિવંત નીવડી. ઈંગ્લંડનો એક મહાન રાજ્ય કર્તા તરીકે ક્રોમવેલ પ્રસિદ્ધ થયો.

Q. 20. How did Cromwell use his power as the Protector of the Common Wealth ? What was his home and foreign policy ? જુઓ જવાબ ૧૯મો.

Q. 21. How was England governed after the execution of Charles I ? જુઓ જવાબ ૧૯.

Q. 22. Mention the circumstances under which Cromwell became the Protector. Describe his relations with the parliament.

જુઓ જવાબ ૧૬ મો છેલ્લા બે પેરા, અને જુઓ જવાબ ૧૯મો

Q. 23. Describe Cromwell's character. What were his aims and how for did he secure them ?

જુઓ જવાબ ૧૪ અને ૧૯.

**Q. 24. By what illegal actions did cromwell maintain his authority after the execution of Charles I ?** જુઓ જવાબ ૧૯.

**Q. 25. Show how Cromwell rose into power. Analyse his system of Government.** જુઓ જવાબ ૧૪ અને ૧૯.

**Q. 26. What do you think of Cromwell as a man and as a ruler.** જુઓ જવાબ ૧૪ અને ૧૯.

**Q. 27. Describe the state of Commonwealth after the death of Cromwell.**

ક્રોમવેલના મરણ પછી તેનો મોટો છોકરો રિચાર્ડ 'રાજ્યરક્ષક' બન્યો. રાજા અથવા તો પ્રજાના સરદાર થવાનું તેને બીલકુલ ગમતું નહિ. તેનો સ્વભાવ સંતોષી અને એક માર્ગી હતો. રિચર્ડમાં સાહસ કે વીરતા ન હતા. ધાર્મિક ઝનુનનો તેનામાં અભાવ હતો. પોતાના બાપ કરતાં રિચર્ડ કંઈક જુદીજ પ્રકૃતિનો હતો.

ક્રોમવેલના મરણ પછી, રાજ્યતંત્રના વિરોધીઓ તૈયારજ હતા. લશ્કરી અમલથી પ્રજા કંટાળી ગઈ હતી. રિચર્ડના સમયમાં જ્યારે પહેલી પાર્લામેંટ મળી ત્યારે પ્રજા પોતાના ખરા હક્કો મેળવવા તૈયાર હતી. આ વખતે પણ પાર્લામેંટમાં બે પક્ષ હતા અને લશ્કરી અમલદારો સત્તાને માટે માંહોમાંહે લડતા હતા. રિચર્ડને આવી ખટપટો ગમતી નહિ અને તેથી તે પોતાના રાજ્ય રક્ષકના હોદ્દા ઉપરથી ખસી જવા મરજી બતાવી. કેટલાક લશ્કરી અમલદારોએ આ પાર્લામેંટ બરખાસ્ત કરી રમ્પ પાર્લામેંટ બોલાવવા સૂચના કરી પણ રિચર્ડ પોતાના હોદ્દાનું રાજીનામું આપ્યું.

રાજ્યના લશ્કરી અમલદારોએ રમ્પ પાર્લામેંટ બોલાવી અને ફરીથી આપખુદ સત્તા વાપરી રાજ્ય વહીવટ કરવા માંડ્યો. લોકો ચાર્લ્સથી કંટાળી.

પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવાની હોંસ રાખતા હતા. પણ તેમની હોંસ પાર પડી નહિ.

ક્રોમવેલનો માનીતો સરદાર મંક સ્કોટલેંડમાં રહ્યો રહ્યો ત્યાંની રાજ્ય વ્યવસ્થા કરતો હતો. ઇંગ્લંડની ઘટના તેના ધ્યાન બહાર ન હતી. આંતર વિગ્રહ પછી દેશની રાજકીય પરિસ્થિતિ કોઈપણ પ્રકારે સુધરી શકી નહિ એમ તેને ખાત્રી થઈ હતી તેથી જનરલ મંકને પણ એમ લાગ્યું કે સ્વતંત્રરાજ્ય કરતાં શાહીવાદ વધારે સારો હતો. મંકે ચાર્લ્સ સાથે સંદેશા ચલાવ્યા અને એક મોટું લશ્કર લઈ લંડન પર ચઢી આવ્યો; અને તે કબજે લીધું. મંકે ચાર્લ્સ પહેલાના વખતની પાર્લમેંટ (લાંબી) બોલાવી અને ક્રોમવેલના સઘળા રાજ્યવહીવટ ગેરકાયદેસર ઠરાવ્યા. રાજકુંવર ચાર્લ્સ હોલંડથી લંડનમાં આવ્યો અને પ્રજાએ તેને રાજા તરીકે આનંદથી વધાવી લીધો. આ પ્રમાણે "રાજાશાહીની પુનઃ સ્થાપના" થઈ.

## Q. 28. Narrate briefly the events that brought about the Restoration of Charles II and what were its results ?

રાજાશાહીની પુનઃ સ્થાપનાના કારણો:-ક્રોમવેલના મરણ પછી રાજ્યમાં અંધાધુંધી વધી પડી અને લશ્કરી અમલદારો આપખુદ બનતા ગયા. (૨) પ્યુરિટન ધર્મપંથના સિદ્ધાંત પર ઠોકી બેસાડેલા કેટલાક કાયદાઓથી પ્રજાની મોજમજાહ અને આનંદ ઉત્સવ છેકજ નાબુદ થઈ ગયા હતા તેથી પ્રજા કંટાળી ગઈ હતી. (૩) લશ્કરી અમલથી તો એ સમયે પ્રજા છેકજ કંટાળી ગઈ હતી. (૪) રિચર્ડ 'રાજ્ય રક્ષક' તરીકે તદ્દન નાલાયક હતો તેથી કોઈપણ જાતની વ્યવસ્થા તે કરી શક્યો નહિ. (૫) પ્રજા પણ રાજાશાહીની તરફેણમાં હતી અને ધાર્મિક સુધારા ઇચ્છતી હતી. (૬) ઇંગ્લીશ ચર્ચ અને પ્રોટેસ્ટંટો ક્રોમવેલની ધર્મનીતિ વિરુદ્ધ હતા. (૭) ક્રોમવેલના લશ્કરી અને આપખુદ અમલથી લોકો તદ્દન કંટાળી ગયા હતા.

**પરિણામ:**—જનરલ મંક ઘણો સમજુ અને અક્કલવાન સરદાર હતો. તેને લાગ્યું કે દેશને અંધાધુંધીમાંથી બચાવવા રાજાનીજ જરૂર હતી. આ કારણથી તેણે પોતે લશ્કરની સરદારી લાર્ડ લંડન કબજે કર્યું અને રાજકુંવર ચાર્લ્સને ગાદી પર બેસાડયો. જુઓ સવાલ ર૭નો જવાબ.

રિચર્ડ ક્રોમવેલ 'રાજ્ય રક્ષક'નો ઓધ્ધો છોડયો કે તરતજ મંક ઇંગ્લંડની બાજી હાથમાં લીધી. મંકે પાર્લામેંટ બોલાવી અને રાજાની હકુમત નીચે રાજ્ય વ્યવસ્થા આણી. પ્યુરિટન લોકોનું જોર ઓછું થયું અને બીજા ધર્મપંથીઓને છુટછાટ મળી. લોકો આનંદી અને સુખી જીવન ગાળવા લાગ્યા. ખેડુતો ખેતી કરી આબાદ થયા અને તેને લીધે વેપાર રોજગાર પણ વધ્યો. નાટકશાળાઓ, કોફીઘરો, નાચઘરો, આરામઘરો વગેરે શરૂ થયા અને કામ-કાજથી તથા જુલમથી કંટાળેલા લોકો આનંદ માણવા લાગ્યા.

રાજકુંવર ચાર્લ્સને જ્યારે રાજા બનાવવા આમંત્રણ આપ્યું હતું ત્યારે કેટલીક ઉદાર શરતો કરવામાં આવી હતી. તે શરતો રાજા અને પ્રજા બંનેના લાભમાં હતી. તે શરતોમાંની કેટલીક ચાર્લ્સે પાળી પણ કેટલીક તો બીલકુલજ પાળી ન હતી.

## Q. 29. Give a short acconnt of the Declara- tion of Breda.

રાજકુંવર ચાર્લ્સને જ્યારે મંકે ઇંગ્લંડની ગાદી પર આવવા આમં-ત્રણ આપ્યું ત્યારે રાજકુંવર બ્રેડા શહેરમાં હતો. બ્રેડા શહેરમાંથી ચાર્લ્સે એક જાહેરનામું બહાર પાડ્યું હતું. પાર્લામેંટની સંમતિથી ચાર્લ્સ બીજાને ફરીથી ગાદીપર બેસાડવામાં આવ્યો. આંતરવિગ્રહ પછી લશ્કરી અમલથી પ્રજા કંટાળી ગઈ હતી. અને લોકોને એમ લાગ્યું કે રાજતંત્ર રાજાને સોંપવાથી ફાયદો થશે. બ્રેડાના જાહેરનામામાં ચાર્લ્સે નીચે પ્રમાણે વચનો આપ્યાં હતાં:—(૧) પાર્લામેંટ શકમંદ શખ્શો સિવાય બધાને માફી આપી શકે. (૨) સૌને પોતાના અંતઃકરણપૂર્વક વર્તવાની છુટ આપવી. (૩) જાગીર વિષેના ઝઘડા પાર્લામેંટે પતાવવા. (૪) લશ્કરી સિપાઇઓ તથા અમલદારોને ચઢેલા પગારો આપવા.

ચાર્લ્સના આ વચનોથી પ્રજાને એમ લાગ્યું કે રાજા અને પ્રજાનો સંયુક્ત અમલથી, રાજ્ય કારભારના ગૂંચવાયલા પ્રશ્નોનો નિવેડો આવશે, રાજાની તેમજ પ્રજાની (પાર્લામેંટની) એક હથ્થુ સત્તા નાબુદ થશે. ચાર્લ્સે આપેલા વચનથી—(૧) રાજાને કાયમી લશ્કર રાખવાની છૂટ રહી નહિ. (૨) રાજા પ્રજા ઉપર સ્વેચ્છાથી કર નાંખી શકયો નહિ. (૩) રાજાની આપખુદી સત્તા ચલાવવાના સ્ટાર ચેમ્બર જેવાં સાધનો રહ્યાં નહિ. (૪) પ્રજા છૂટથી રાજ્ય વહીવટની ચર્ચા કરી શકી. (૫) પ્યુરિટનનો જુલ્મી અમલ નાબુદ થયો.

આ પ્રમાણે બ્રેડાના કરારથી પાર્લામેંટનું કાર્ય ઘણું સરળ અને સહેલું થયું. રાજકીય, ધાર્મિક અને સામાજિક સુધારાઓ દાખલ થયા અને રાજાશાહીની પુનઃ સ્થાપના થઈ.

**30. Q. Ralale how General Monk restord ordered in England, Also describe briefly the events that led to the restoration.** જુઓ જવાબ ૨૯.

**Q. 31. Describe the circumstances that led to the Restoration of Parliament and monarchy.** જુઓ જવાબ ૨૮ અને ૨૯.

**Q. 32. What do you know about the Restoration ?** જુઓ જવાબ ૨૮.

**Q. 33. Describe the character and policy of Charles II.**

ચાર્લ્સ બીજો ગાદી પર બેઠો ત્યારે તે ભરજુવાનીમાં હતો. તે આનંદી અને મળતાવાડા સ્વભાવનો હતો. નાનપણથી રાજકુંવર તરીકેની તેને કોઈ પણ જાતની કેળવણી મળી ન હતી. તેને મોજશોખ અને વિલાસ ગમતાં હતાં. સખત કામ કરવું તેને બીલકુલ ગમતું નહિ. તે જાતે સ્વાર્થી સ્વભાવનો હતો અને રાજ્ય વહીવટમાં પોતાના સ્વાર્થ ખાતર ચાંપતી તપાસ

રાખતો. રાજા તરીકે તેનામાં કેટલાંક ગુણો હતાં અને બીજાના ગુણોની તે કદર કરી શકતો. તે સ્વભાવે ધાર્યું કરે તેવો હતો તે છતાં સંજોગ વસાત સમયને ઓળખી જઈ વર્તતો. પોતાના પિતાએ અનુભવેલા કડવા અનુભવો તેના સ્મરણ બહાર ન હતા અને પોતે સ્થાન ભ્રષ્ટ થાય તેમ કદી કરતો નહિ. એના મોજીલા સ્વભાવને લીધે લોકો એમ ધારતા કે રાજ્ય કારભારમાં તે કદી પોતાની મહત્તા વધારવા માથું મારશે નહિ. પાર્લામેંટના કારભારમાં તેણે કદી માથું માર્યું નહિ પણ પોતાની ઇચ્છા અનુસાર વર્તવા તે કદી ચૂક્યો નથી. તેના આખા અમલ દરમ્યાન એક વસ્તુ એ માલમ પડે છે કે તેણે પોતાના સ્વાર્થ વગર એકે કૃત્ય કર્યું નથી. પ્રજામત જ્યારે જ્યારે તેની વિરુદ્ધ જતો ત્યારે તે હમેશ નમતું આપતો.

બ્રેડામાં આપેલાં વચનનો તેણે ખુલ્લી રીતે ભંગ કર્યો. આંતર વિગ્રહના આગેવાનો પર વેર લીધું. તેની ધાર્મિક તથા સામાજિક નીતિ પણ તેણે બદલી નાંખી. આ પ્રમાણે ચાર્લ્સ કંઈક વિચિત્ર પ્રકારના ચારિત્રનો રાજા થઈ ગયો.

**Q. 34. Give a Short account of the relation between Charles II and his parliament.**

**કન્વેનશન પાર્લામેંટ:** આ પાર્લામેંટે ચાર્લ્સને ગાદી પર બેસાડ્યો અને રાજાના પક્ષકારોને જમીન અને જાગીરો પાછી અપાવી. ઇ.સ.૧૬૬૦

**કૅવૅલિયર પાર્લામેંટ:** ઉપલી પાર્લામેંટ બરખાસ્ત કર્યા પછી તરતજ તેજ વર્ષમાં ઇ. સ. ૧૬૬૧માં ચાર્લ્સે બીજી પાર્લામેંટ બોલાવી. તેમાં રોયલિસ્ટો પુષ્કળ હતા તેથી એ કૅવૅલિયર પાર્લામેંટ તરીકે તે ઓળખાય છે. આ પાર્લામેંટનો પ્રધાન ક્લેરેન્ડન હતો. ક્લેરેંડને ઘણા સુધારાના કાયદા દાખલ કર્યા હતા. તેઓ **ક્લેરેંડન કોડ** નામે ઓળખાય છે. તે કાયદાઓ નીચે પ્રમાણે છે:—

(૧) **કારપોરેશન ઍક્ટ:**—આ કાયદાથી પ્યુરિટનોનો મ્યુનિસિપાલિટિના કારભારમાંથી હાથ જતો રહ્યો.

(૨) **એક્ટ ઑફ યુનિફૉરમીટી:**—આ કાયદાથી ઇંગ્લંડ અને વેલ્સના બધા ધર્મગુરુઓએ એકજ સામાન્ય પ્રાર્થના પોથી વાપરી એવું ઠર્યું. (આ કાયદાને લીધે ઘણા ધર્મગુરુઓએ પોતાનું રાજીનામું આપ્યું). ઈ. સ. ૧૬૬૨

(૩) **કન્વેંટિકલ એક્ટ:**—આ કાયદાથી ખાનગી દેવળમાં ભેગા થઈ પ્રાર્થના કરવાની મના કરવામાં આવી. ઈ. સ. ૧૬૬૪

(૪) **ફાઇવ માઇલ એક્ટ:**—આ કાયદાથી એવું ઠર્યું કે જે લોકો તથા પાદરીઓ પ્રાર્થનાપોથી ન સ્વીકારે તેમને શહેરથી પાંચ માઇલની અંદર રહેવું નહિ. ઈ. સ. ૧૬૬૫

ઇંગ્લંડની પરદેશની નીતિમાં ક્લેરેન્ડનને જશ મળ્યો નહિ અને તેથી પાર્લમેંટ તેના પર કામ ચલાવવા તૈયાર થઈ ગઈ. આ કારણથી ક્લેરેન્ડન ફ્રાન્સ નાસી ગયો. ક્લેરેન્ડનના ગયા પછી ચાર્લ્સ બીજાએ લગભગ સ્વતંત્રપણે રાજ્યવહીવટ ચલાવ્યો હતો. તે વખતે તેના સલાહકારો **કેબલ "પ્રધાન મંડળ"** ના નામે ઓળખાય છે. આ પ્રધાનમંડળમાં સભાસદો એકમત ન હોવાથી ચાર્લ્સ બીજો પોતાનું ધાર્યું કરી શકતો. કેબલનો રાજ્યકારભાર નિષ્ફળ નિવડ્યો. પાર્લમેંટે કેથોલિક લોકોને પ્રધાન મંડળમાંથી રાજીનામા આપવા ઠરાવ્યું તેમજ હોલંડ સાથેની લડાઈ બંધ કરાવી. આથી કેબલ પ્રધાન મંડળ નાશ પામ્યું.

ત્યારપછી ઈ. સ. ૧૬૭૪માં ડેન્બિને પ્રધાનપદ મળ્યું. ડેન્બિએ હોલંડ સાથે સંધી કરી. ડેન્બિ ફ્રાન્સની વિરૂધ્ધ હતો તે છતાં ફ્રાન્સના રાજા લૂઈ ચાર્લ્સને પુષ્કળ પૈસા આપી લાંચ આપતો હતો. આમ કરવાથી લૂઈનો ધ્યેય યુરોપમાં સર્વોપરિ સત્તા ભોગવવાનો હતો. ચાર્લ્સ, લૂઈ પાસે લાંચ લે છે એ હકીકત જ્યારે લોકોએ જાણી ત્યારે પાર્લમેંટે ડેન્બિને તેમાં સંડોવ્યો અને રાજદ્રોહનું તોહમત મૂક્યું. ચાર્લ્સ આ તોહમતની વિરૂધ્ધ હતો તેથી તેણે ઈ. સ. ૧૬૭૯માં કેવલિયર પાર્લમેંટ બરખાસ્ત કરી.

ઈ. સ. ૧૬૭૯માં ચાર્લ્સને મારીનાંખી તેના ભાઈ જેમ્સને ગાદીએ બેસાડવાનું કાવત્રું (જે પોપિશ તરકટને નામે ઓળખાયું છે) રચાયું હતું

એવી વાત બહાર આવી હતી. આને પરિણામે ચાર્લ્સે સેંકડો કેથોલીકોને સખત શિક્ષા કરી હતી. કેવેલિયર પાર્લમેન્ટ બરખાસ્ત થઈ ત્યાર અગાઉ એક મોટા રાજદ્વારી પુરુષ તરીકે લાર્ડ શેફ્ટસ્બરી પાર્લમેન્ટનો નેતા બની ગયો હતો. શેફ્ટસ્બરીએ એક રાજકીય પક્ષ સ્થાપ્યો હતો જે **વ્હિગ** પક્ષ તરીકે જાણીતો થયો હતો.

**વ્હિગ પાર્લમેન્ટ:** ઈ. સ. ૧૬૭૯માં બીજી પાર્લમેંટ મળી તેમાં વ્હિગ પક્ષ સબળ હતો અને તેમની ચળવળથી ચાર્લ્સ ઉશ્કેરાયો હતો. આ પાર્લમેંટે **હેબિયસ કૉરપસ એક્ટ** એટલે "વ્યક્તિ સ્વાતંત્ર્યનો કાયદો" પસાર કર્યો. આ કાયદાની રૂએ કોઈપણ કેદીને કેદખાનામાં લાંબો વખત સુધી મુકદ્દમો ચલાવ્યા વગર લાંબો વખત રાખવો નહિ એવું ઠર્યું. તે ઉપરાંત જેમ્સનો ગાદી ઉપરનો હક બાતલ કરવા પણ એક **ખરડો** લાવવામાં આવ્યો હતો કારણકે જેમ્સ કેથોલીક હતો. આ ખરડાથી પાર્લમેન્ટમાં બે પક્ષ પડી ગયા હતા. ચાર્લ્સ આ ખરડાની વિરુદ્ધ હતો અને શેફ્ટસ્બરી તે વખતે આગેવાન હતો તેથી તેને રાજાએ પાર્લમેંટમાંથી બરતફ કર્યો અને પાર્લમેંટ પણ બરખાસ્ત કરી.

ત્યાર પછી લગભગ બે વર્ષ જેટલો સમય સુધી ચાર્લ્સે પાર્લમેંટ વગર ચલાવ્યું એટલે વ્હિગ પક્ષે પાર્લમેંટ બોલાવવા રાજાને અરજી કરી.

**ઓક્સફર્ડમાં** ઈ. સ. ૧૬૮૧માં ચાર્લ્સે ફરી પાછી પાર્લમેંટ બોલાવી પણ પ્રજાપક્ષ તેની વિરુદ્ધજ હતો અને તેને પૈસાની જરૂર નહિ હતી એટલે તેણે હવે પાર્લમેંટની બહુ દરકાર કરી નહિ અને તે બરખાસ્ત કરી.

ઈ. સ. ૧૬૮૧ થી ૧૬૮૫ સુધી ચાર્લ્સે પાર્લમેંટ વગર રાજ્ય ચલાવ્યું.

Q. 35. Briefly describe the work of the Gavalier Parliament. જુઓ સવાલ ૩૪નો જવાબ.

Q. 36. What do you know about the Clarendon code and what was its effect. જુઓ જવાબ ૩૪

**Q. 37. Give a short account of the Cabal Ministry.**

ક્લેરન્ડન પછી **કેબલ પ્રધાન મંડળ** સ્થપાયું અને તેના ક્લીફર્ડ, આરલીંગટન, બકીંગહામ, એશલી અને લોડરડેલ સભાસદો હતા. ઇંગ્લંડ, સ્વીડન અને હોલંડ સાથે મળી જઈ ફ્રાન્સના લુઈ વિરૂદ્ધ ત્રિરાજ્ય સંધિ કરવાનું કાર્ય આ પ્રધાનમંડળે કર્યું હતુ. તેમનું ફક્ત આજ કાર્ય પ્રશંસાપાત્ર હતું. એ સિવાયનાં બીજાં બધાં તેમના કામો નિરર્થક હતા. તેમણે ડોવરની સંધિ કરી હતી અને તેથી ચાર્લ્સ ફ્રાન્સના રાજાનો આશ્રિત બન્યો હતો. ચાર્લ્સે **ધર્મ છુટનું જાહેરનામું** બહાર પાડ્યું હતું. કેબલ પ્રધાન મંડળના સભાસદો જુદા જુદા મત ધરાવતા હતા અને તેથી તેમની મદદથી ચાર્લ્સને પોતાનું ધાર્યું કરવાની જોઈએ તેટલી તક મળી હતી. કેબલ મંડળનો રાજ્યકારભાર લાંબો વખત ટકી રહ્યો નહિ. વધુ માટે જુઓ જવાબ ૩૮

**Q. 38. Describe the political relations between Charles II and Louis XIV. with regard to the foreign policy.**

ચાર્લ્સ બીજો ગાદીએ બેઠો ત્યારે લોકોનો ઘણો માનીતો હતો. ચાર્લ્સ કેથોલીક પંથ તરફ પક્ષપાત બતાવતો હોવાથી પાર્લમેંટમાં બે પક્ષ પડી ગયા હતા. તેનો ધ્યેય સ્વતંત્ર રીતે રાજ્ય કરવાનો હતો અને તેથી પાર્લમેંટની ડખલગીરીને ચાહતો નહિ. આથી તેને પૈસાની જ્યારે જ્યારે જરૂર પડતી ત્યારે તે લુઈ પાસે પૈસા લેતો. લુઈનો ધ્યેય યુરોપમાં સાર્વભૌમસત્તા પ્રાપ્ત કરવાનો હતો અને તેથી ઈંગ્લંડની દોસ્તી હરગીઝ ચાહતો હતો. ડોવરની ખાનગી સંધીથી (જુઓ જવાબ ૩૭મો) ચાર્લ્સ, લુઈનો આશ્રિત થઈ પડયો અને ડચ લોકોની સામા થવા વચન પણ આપ્યું. તે ઉપરાંત તેણે કેથોલીક ધર્મપંથ પણ સ્વીકારવાની હા પાડી હતી.

લુયી અને ચાર્લ્સ વચ્ચેનો આ સબંધ છુપો રહ્યો ન હતો. ચાર્લ્સની નીતિ અને રાજ્ય કારભાર વિરૂદ્ધ પાર્લામેંટતો હતીજ અને તેથી તે સ્વતંત્ર

થવા કોશીષ કરતો. લુયી ડચ લોકોનો કટ્ટો દુસ્મન હતો અને તેથી ઇંગ્લંડને ડચ લોકો સાથે લડાઇ કરવા ઉશ્કેરતો. ચાર્લ્સે લુઇનું કહ્યું માન્યું અને જો કે ત્રિરાજ્ય સંધિ થઇ હતી તે છતાં ડચ લોકો સાથે તેણે લડાઇ જાહેર કરી. આ લડાઇમાં ઇંગ્લંડે હાર ખાધી અને પોતાની આબરૂ ગુમાવી. ફ્રાન્સની મહત્તા યુરોપમાં વધતી ગઇ અને ઇંગ્લંડની ઓછી થતી ગઇ. આ જાતની પરદેશની નીતિથી પાર્લમેંટ વિરૂદ્ધ હતી તે છતાં ચાર્લ્સે પોતાનો સંબંધ, ફ્રાન્સના લુયી જોડે. મરણ પર્યંત ચાલુ રાખ્યો.

**Q. 39. Who were the great political leaders during the reign of Charles II. What part did they play in leading the parliament.** ક્લેરેન્ડન, કેબલ પ્રધાન મંડળના સભાસદો, ડેન્બિ, અને શેફ્ટસબરી, જુઓ સવાલ ૩૪ અને ૩૫ના જવાબો.

**Q. 40. Give an acconnt of the unconstitutional measures of James II.**

જેમ્સ બીજો ગાદીએ બેઠો ત્યારે સંજોગો બહુ અનુકૂળ હતા. ધર્મઝનુન ઓછું થઇ ગયું હતું અને જેમ્સે કાયદા પ્રમાણે વર્તવાનું કબુલ કર્યું હતું. પણ સ્ટુઅર્ટ વંશના રાજાઓના મનમાં ભરાઇ બેઠેલા "ઇશ્વરી હક" ના દાવા જેમ્સના મનમાં પણ ભરાઇ બેઠા હતા. પ્રજાની ઇચ્છા જાણવા કદી તેણે દરકાર કરી નથી. પોતાના રાજ્ય કારભારની શરૂઆતથી જ જેમ્સે જે અણઘટતાં કાર્યો કરવા માંડ્યાં તે નીચે પ્રમાણે હતાં.

૧. કેથોલીકોને શિક્ષા કરવાનો કાયદો તેણે મોકૂફ રાખ્યો. ૨. બીન કાયદેસરની જકાત અને કરો તેણે નાખ્યાં. ૩. "કસોટીનો કાયદો" તેણે રદ કર્યો અને કેથોલીકોને લશ્કરી અમલદાર તરીકે નીમ્યા. ૪. વિશ્વ વિદ્યાલયોમાં પણ કેથોલીકોને ઉંચી પદવી આપવા તેણે ફરજ પાડી. જેમ્સની રાજ્ય નીતિ તદ્દન પ્રજામત વિરૂદ્ધની હતી.

ડ્યુક ઑફ મનમથના બંડને સમાવી દેવા તેની પાસે જે લશ્કર હતું તે તેણે પોતાની આપખુદ સત્તા જમાવવામાં વાપર્યું. તે પોતે ચુસ્ત કેથોલીક હતો અને તેના કૃત્યોથી તે કેથોલીકો તરફ ચોખ્ખો પક્ષપાત કરતો હતો એમ પ્રજાને લાગ્યા વગર રહ્યું નહિ. જેમ્સે કાયદાઓનું ઉલ્લંઘન કર્યું અને તેથી પાર્લમેંટનું અપમાન થવા માંડ્યું. આ બધા કારણોને લઈને પ્રજામાં હાહાકાર થઈ ગયો.

**Q. 41. What were the immediate causes of the Bloodless Revolution of 1688.**

જેમ્સે ધર્મછૂટનું જાહેરનામું (Declaration of Indulgence) બહાર પાડ્યું. આ જાહેરનામાથી અંગ્રેજ ધર્મસમાજથી જુદા પંથોના અનુયાયીઓની વિરુદ્ધના તમામ કાયદાઓ જેમ્સે મોકૂફ રાખ્યા. દરેક ખાતાઓમાં કેથોલીકોને મોટી મોટી જગો આપી. બીજી વખત ધર્મછૂટનું જાહેરનામું બહાર પાડ્યું અને તેમાં એવું ફરમાન કર્યું કે રાજ્યમાં બધા દેવળોમાં લાગલાગટ બે રવિવાર સુધી તે જાહેરનામું વંચાવવું જોઈએ. આ કાયદાનો ભંગ સાત ધર્માધ્યક્ષોએ ખુલ્લી રીતે કર્યો. તે વખતે ન્યાયખાતું પણ જેમ્સે પોતાને હાથ કરી લીધું હતું. જ્યારે આ ધર્મગુરૂઓ ઉપર અદાલતમાં કામ ચલાવવામાં આવ્યું ત્યારે આ સાતે ધર્મગુરૂઓ ન્યાયની અદાલતમાં નિર્દોષ ઠરાવવામાં આવ્યા. પ્રજા આ સમાચાર સાંભળી ઘણીજ ખુશ થઈ.

જેમ્સને પુત્ર નહતો અને તેના મરણ બાદ તેની પ્રોટેસ્ટંટ રાજકુંવરી મેરી ગાદીએ આવે એમ લોકો ઇચ્છતા હતા. પણ જેમ્સની રાણીએ ઇ.સ. ૧૬૮૮માં પુત્રને જન્મ આપ્યો. આ વાતની લોકોમાં જાણ થતાં નિરાશાના વાદળ પાછાં ફરી વળ્યાં અને લોકોને ખાત્રી થઈ કે ઈંગ્લંડમાં પાછો કેથોલીક રાજા ગાદીપર આવવાનો. ભવિષ્યના આ વિચારથી દેશના મોટા ભાગમાં ચિંતા ફેલાઈ રહી. તેથી પાર્લમેંટના બન્ને પક્ષો એક થઈ જઈ, જેમ્સને ગાદી પરથી ઉઠાડી મૂકવા પ્રયત્નો કર્યા.

**Q. 42 What were the effects of the Revolution of 1688 ?**

શાંતરાજ્ય વિપ્લવથી રાજાનો "ઈશ્વરી હક્ક" નાબુદ થયો. રાજા પોતાની સત્તા પાર્લામેંટ પાસે મેળવી શકે અને પોતે આપખુદી રાજ્ય ચલાવી શકે નહિ. રાજા પાર્લામેંટની સંમતિ વિના કોઈપણ કાયદો ઘડી શકે નહિ તેમજ અમલમાં મૂકી શકે નહિ. રાજા પોતે ન્યાયાધીશો પાસે પોતાની સત્તાના બળથી અન્યાય કરાવી શકે નહિ. ઈંગ્લાંડની ગાદી ઉપર બેસનાર રાજાને પાર્લામેંટના બધા કાયદા બંધન કર્તા હોવા જોઈએ. વગેરે હકો પ્રજાએ મેળવ્યા.

પ્રજામત એટલો બધો પ્રબળ બન્યો કે તે (પ્રજામત) રાજાને ગાદી ઉપરથી ઉઠાડી શકે અથવા તો વારસાનો હક પણ બદલી શકે. હવે પછી ગાદી પર આવનાર રાજાઓ પાર્લામેંટની સંમતિ વિના રાજ્ય ચલાવી શકે નહિ. બન્ને પાર્લામેંટમાં રાજ્યને લગતા પ્રશ્નો પર વિનાસંકોચે સભ્યો ચર્ચા કરી શકે. રાજ્યની આર્થિક સ્થિતિ ઉપર પાર્લામેંટનો અંકુશ મૂકાયો. દરેક વર્ષે પાર્લામેંટ રાજાના ખરચને માટે મંજુરી આપવા એકવાર તો મળવીજ જોઈએ. એટલે અત્યાર અગાઉ ઘણી વખત વર્ષો સુધી રાજાઓ પાર્લામેંટ વગર રાજ્ય ચલાવતા હતા તે બંધ થયું.

રાજ્ય વિપ્લવ અગાઉ રાજા પોતે રાજ્ય કારભાર ચલાવવા પોતાના સલાહકારક તરીકે પ્રધાનોની નિમણુંક કરતો પણ ત્યાર પછી એવું બંધારણ કરવામાં આવ્યું કે પાર્લામેંટમાં જે પક્ષની બહુમતી હોય તેજ પક્ષમાંથી પ્રધાનોની નિમણુંક કરવી. એકજ પક્ષના બધા પ્રધાનો એકત્ર થઈ રાજ્ય-કારભાર ચલાવે એવી નીતિની શરૂઆત ત્યારથીજ થઈ.

વિપ્લવને અંતે લશ્કર ઉપરનો કાબુ રાજાના હાથમાંથી જતો રહી પાર્લામેંટ પાસે આવ્યો. પાર્લામેંટની સંમતિ સિવાય રાજા પોતે સુલેહ દર-મ્યાન કોઈપણ પ્રકારનું લશ્કર રાખી શકે નહિ એવું ઠરાવવામાં આવ્યું. ઈંગ્લાંડમાં તે સમયે સ્થાયી લશ્કર રાખવાની જરૂર હતી તેથી પાર્લામેંટે

એવો કાયદો પસાર કર્યો કે જે લશ્કર રાખવાનો ખર્ચ થાય તે દર વર્ષે પાર્લમેંટની મંજુરી માટે મૂકવો અને દર વરસે ખર્ચ નવેસરથી મંજુર કરવો. આ કાયદાને **મ્યુટીની એક્ટ** કહે છે.

વિપ્લવ અગાઉ ન્યાયાધીશો રાજાની મરજી પ્રમાણે ન્યાય આપતા પણ ત્યાર પછી ન્યાયાધીશો સ્વતંત્ર બન્યા અને કાયદા પ્રમાણે ન્યાય આપવા લાગ્યા.

**Q. 43 Relate the benefits which England derived from the Revolution of 1688.**

જુઓ જવાબ-૪૨મો રાજાની આપખુદ સત્તા નાશ પામી અને પ્રજાએ રાજ્યતંત્ર હાથમાં લીધું.

**Q. 44 What important changes did the revolution help to make in the British Constition ?**

જુઓ જવાબ ૪૨મો રાજ્ય બંધારણ એવા પ્રકારનું ઘડાયું કે જેથી રાજાની સત્તા નામનીજ રહી. પાર્લમેંટ સર્વસત્તાધીશ બની.

**Q. 45 What notable changes did the revolution make in the English Government ?**

જુઓ જવાબ ૪૨મો રાજ્ય બંધારણમાં પ્રજાની સ્વતંત્રતા માટે કાયદાઓ ઘડાયા અને તેથી પાર્લમેંટમાં પ્રજાની બહુમતીથી રાજ્ય ચલાવા માંડ્યું.

**Q. 46 Estimate the importance of the Revolution of 1688.**

જુઓ જવાબ ૪૨ હાલના રાજ્ય બંધારણની શરૂઆત ત્યારથી થઈ અને પ્રજાને સ્વતંત્રતા પ્રાપ્ત થઈ.

**Q. 47 Why is the Revolution of 1688 called glorious in the English History. Give your reasons.**

ઈ. સ. ૧૬૮૯ના જાન્યુઆરિ માસમાં વ્હિગપક્ષની બહુમતીવાળી એક ક્રામ ચલાઉ પાર્લમેંટ (Convention Parliament) મળી અને તેણે રાજાને (જેમ્સ બીજાને) પદભ્રષ્ટ થયલો જાહેર કર્યો. વિલિયમ અને મેરીને સંયુક્ત રાજ્યકર્તા તરીકે ગાદી ઉપર બેસાડયાં. ત્યાર પછી પાર્લમેંટે પ્રજા-હક્કોની પત્રિકા (Bill of Rights) રજૂ કરી. આ પત્રિકામાં રજૂ થયલી શરતોને રાજાએ (વિલિયમે) સંમતિ આપી અને તે કાયદા તરીકે સ્વીકારાયા. પત્રિકામાં નીચેના મુદ્દા મુખ્ય હતા. (૧) રાજા કાયદો રદ કરી શકે નહિ તેમજ મોકૂફ રાખી શકે નહિ. (૨) રાજા સ્થાયી લશ્કર રાખી શકે નહિ. (૩) રાજા ન્યાયાધીશો ઉપર દબાણ કરી શકે નહિ. (૪) પાર્લમેંટના સભાસદોને સભાગૃહમાં ચર્ચા કરવાનો પુરેપુરો હક મળવો જોઈએ. (૫) પાર્લમેંટની ચૂંટણી સ્વતંત્ર રીતે થવી જોઈએ. (૬) રાજાએ પાર્લમેંટને વખતોવખત બોલાવવી.

પ્રજાના લોહીનું એક પણ ટીપું પડયા વગર અને રાજાનો શિરચ્છેદ થયા વગર આ રાજ્યવિપ્લવ યશસ્વી નિવડયો. રાજા અને પ્રજા વચ્ચેના ઝઘડાનો અંત આવ્યો. ઇંગ્લંડના રાજ્યતંત્રમાં મહાન ફેરફારો થયા. રાજાનો 'ઈશ્વરી હક્ક' નષ્ટ થયો. પ્રજા સર્વોપરિ બની અને જ્યાં સુધી રાજા શરતો પ્રમાણે વર્તે ત્યાં સુધીજ તેને ગાદી પર રહેવા દેવો નહિતર ઉઠાડી મૂકવો. રાજાની સત્તા મર્યાદિત બની. આ પ્રમાણે ઇંગ્લંડના રાજતંત્રમાં સફળ પરિ-વર્તન થયું.

**Q. 49 Who were the Jacobits ? What were the attempts made by them to restore James II to the throne of England ?**

મેરી સ્ટુઅર્ટનો પુત્ર જેમ્સ છઠ્ઠો, ઇંગ્લંડનો રાજા ( જેમ્સ પહેલો ) ઈ. સ. ૧૬૦૩ થયો હતો એટલે ઇંગ્લંડ અને સ્કોટલંડ એકજ રાજાની સત્તા હેઠળ તે વખતથી હતાં. જ્યારે જેમ્સ બીજાને (ઈ. સ. ૧૬૮૮–૮૯માં) પાર્લમેંટે પદભ્રષ્ટ કર્યો ત્યારે સ્કોટલેંડના કેટલાક લોકોએ (જેકોબા-

કૅટિસ) જેમ્સના પક્ષમાં રહી વિલિયમની સામે બંડ ઉઠાવ્યું હતું. જેમ્સે બંડ ઉઠાવનાર પક્ષને મદદ કરી પણ વિલિયમે લાંચ આપી બંડ સમાવી દીધું. બધા બંડખોરોને માફી આપવામાં આવી અને નવા રાજા રાણીને વફાદાર રહેવાના સોગંદ લેવાનું નક્કી કરવામાં આવ્યું. સોગંદ લેવાને માટે બધાએ (જેકોબાઇટિસ) મુકરર જગ્યા પર, મુકરર વખતે હાજર રહેવું એવો હુકમ થયો હતો. ગ્લેન્કો જાતા મેકડોનલ્ડ ટોળીના માણસો, ઋતુ ખરાબ હોવાને લીધે વખત સર મુકરર જગ્યા પર પહોંચી શક્યા નહિ. આથી આ ટોળી ઉપર હલ્લો કરી તેની કતલ કરવામાં આવી. વિલિયમની રાજ્ય સત્તા હેઠળ થયેલું આ કૃત્ય લાંછન રૂપ ગણાય છે.

જેમ્સ બીજાએ ફ્રાન્સના રાજા લૂઈનો આશરો લીધો હતો. લૂઈએ જેમ્સને પૈસા આપી આયર્લેંડ મોકલ્યો અને ત્યાંના કેથોલીકોની મદદથી જેમ્સે પોતે રાજા છે એવું જાહેર કર્યું. આ વાતની જ્યારે વિલિયમને ખબર પડી ત્યારે તે બળવાન અંગ્રેજ લશ્કર લઈ આયર્લેંડ પહોંચ્યો. વિલિયમ જીત્યો અને જેમ્સ ફ્રાન્સ નાસી ગયો. આયર્લેંડમાં રાજ્યવ્યવસ્થા કરવા વિલિયમે **માર્લબરોને** મૂક્યો હતો અને કેથોલીકોને પોતાના ધર્મ પ્રમાણે વર્તવાની છૂટ આપી હતી. ઈ. સ. ૧૬૯૧માં **લિમરીકમાં** સંધિ થઈ અને આયર્લેંડના લોકોએ વિલિયમને રાજા તરીકે સ્વીકારવા કબુલ કર્યું હતું.

ઈ. સ. ૧૬૯૪ વિલિયમને મારી નાખવાનું કાવત્રું જેમ્સના માણસો એટલે જેકોબાઇટિસ તરફથી થયું હતું પણ તેમાં તેઓ ફાવ્યા ન હતા.

આ ઉપરથી માલમ પડે છે કે જેમ્સ પદભ્રષ્ટ થતાં કેટલાંક લોકોએ તેનો પક્ષ લીધો અને તેને પાછો ગાદી પર બેસાડવા કેટલાંક પ્રયત્નો કર્યા હતા.

## Q. 50 Give a short account of the important legislative measures passed during the Kingship of William III.

૧. **પ્રજાહકનું જાહેરનામું** ઈ. સ. ૧૬૮૯માં કૉમ સભાએ પાર્લમેન્ટમાં પ્રજાહકની પત્રિકા રજુ કરવામાં આવી. તેમાં પ્રજાને સ્વતંત્રતા

આપવા નીચે પ્રમાણેના હક્કોની માંગણી થઈ હતી અને તે વિલિયમે બધી માંગણીઓ સ્વીકારી હતી. માંગણીઓ માટે જુઓ સવાલ ૪૮માનો જવાબ.

૨. **મ્યુટીની એક્ટ'** એ કાયદાથી લશ્કર ઉપરનો અમલ પાર્લામેંટના હાથમાં સોંપાયો અને લશ્કરી ખરચની મંજુરી માટે રાજાને દર વરસે પાર્લામેંટની મંજુરી મેળવવી પડતી.

૩. **ટોલરેશન એક્ટ**—જે લોકો રાજાની વફાદારી સ્વીકારતા તે લોકો જો અંગ્રેજ ચર્ચમાં ન જાય તો પણ તેને દંડમાંથી માફી આપવામાં આવી. આ કાયદો ધર્મ સહિષ્ણુતાને નામે ઓળખાય છે.

૪. **ટ્રીનીયલ એક્ટ :** ત્રિવાર્ષિક પાર્લામેંટનો કાયદો. આ કાયદાથી એમ ઠર્યું કે રાજાએ ત્રણ વર્ષથી વધારે મુદ્દત માટે પાર્લામેંટ લંબાવવી નહિ અને પાર્લામેંટની નવી ચૂંટણી કરવી.

૫. **એક્ટ ઓફ સેટલમેંટ**—ગાદી હકનો કાયદો—આ કાયદાની રૂએ એવું ઠરાવવામાં આવ્યું કે જો એન નિર્વંશ મરણ પામે તો ઇંગ્લેંડની ગાદી ઉપર, જેમ્સ પહેલાની પ્રોટેસ્ટંટ પુત્રીના વંશજને ગાદી પર આણવી. ઇંગ્લેંડની ગાદી ઉપર કયા રાજાને બેસાડવો તેની પસંદગી કરવાની સત્તા પાર્લામેંટની છે એવું આ કાયદાથી નક્કી થયું. તે ઉપરાંત રાજાએ પાર્લામેંટની પરવાનગી વિના ઇંગ્લેંડ છોડી જવું નહિ. રાજાએ ન્યાયખાતામાં પોતાની સત્તાનો દુર ઉપયોગ કરવો નહિ અને પરદેશીઓને મોટા હોદ્દા આપવા નહિ વગેરે આ કાયદાની શરતો હતી.

વિલિયમના સમયથી પ્રજાપક્ષની બહુમતીથી રાજ્ય નીતિ અખત્યાર કરવામાં આવી. પ્રજાની સ્વતંત્રતાના મંડાણ થયાં અને રાજા ને બદલે પાર્લામેંટ ખરી સત્તા ભોગવવા લાગી. આ બધા કાયદાઓથી રાજાની આપખુદ સત્તા અલોપ થઈ ગઈ અને તેને પરિણામે જમાનુંથી રાજ્યકારભારમાંથી લોકો છૂટયા.

## Q. 51 Estimate the character of William III.

વિલિયમ મોટો મુત્સદ્દી હતો. પ્રજાની નાડ તે પારખી શક્યો હતો અને તેથી પ્રજામતની તરફેણમાં રહી રાજ્યકારભાર ચલાવતો હતો. ઈંગ્લંડનું રાજ્યપદ તેણે સ્વીકાર્યું અને ઈંગ્લંડને જુલ્મી રાજાઓના આપખુદ વર્તનમાંથી બચાવ્યું. લુઈનો તે કટ્ટો દુશ્મન હતો અને ઈંગ્લંડની મહત્તા તેણે પોતે વધારી. આમ છતાં વિલિયમ લોકપ્રિય ન હતો કારણ કે ઈંગ્લંડને પારકો દેશ ગણતો અને પરદેશીઓને મોટા હોદ્દાઓ આપતો. અંગ્રેજ પ્રજાનું રાજ્ય બંધારણ તથા રીતરિવાજો તે કેટલીક બાબતોમાં સમજી શક્યો ન હતો. વિલિયમમાં અપૂર્વ ધીરજ હતી અને સંજોગોને આધીન થઈ તે રાજ્યકારભારમાં ગમ ખાઈ જતો. યુરોપમાં રાજકીય પરિસ્થિતિને પહોંચી વળવા તેણે બીજી પ્રજાઓની સાથે સંધિ કરી, ઈંગ્લંડની મહત્તા વધારી હતી. ટૂંકમાં વિલિયમ એક ચતુર બુદ્ધિશાળી અને કાબેલ મુત્સદ્દી રાજ્યકર્તા હતો.

**Q. 52 What circumstances led to the Union of England and Scotland? How did it affect each of them?**

ઈ. સ. ૧૬૦૩થી સ્કોટલંડનો રાજા ઈંગ્લંડની ગાદી પર બેઠો હતો, ત્યારથી સ્કોટલંડ અને ઈંગ્લંડ એકજ રાજાની સત્તા હેઠળ હતાં પણ બન્ને દેશની પાર્લમેંટ જુદી હતી. પોતાના ધર્મનું અને બીજા રીતરિવાજોનું રક્ષણ સ્ટુઅર્ટ રાજાઓએ સ્કોટલંડના લોકોને આપ્યું નહતું તેથી લોકો અશાંત અને અસંતોષી હતા. પોતાના દેશના સ્ટુઅર્ટ રાજાઓના પક્ષમાં રહી ઘણી વખત ઈંગ્લંડની પ્રજા સામે તેઓ લડ્યા હતા.

આવા સંજોગોમાં સ્કોટલંડમાં કફોડી પરિસ્થિતિ ઊભી થઈ. લોકો એમ માનવા લાગ્યા કે પોતાના દેશના ધર્મ, વેપાર અને હિતનું રક્ષણ કરે એવાજ રાજાને સ્વીકારવો અને તેથી સ્કોટલંડને ઈંગ્લંડથી જુદું પાડવા લોકોએ નિશ્ચય કર્યો. સ્કોટ લોકોએ પોતાનો સ્વતંત્ર રાજા ગાદી પર લાવવા વિચાર કર્યો. આ કારણથી ઈંગ્લંડનો વ્હિગ પક્ષ ગભરાયો અને કોઈપણ

હિસાબે બન્ને દેશની પાર્લમેંટ એક કરવા પ્રયાસો શરૂ કર્યા. ઈ. સ. ૧૭૦૭માં બન્ને દેશની પાર્લમેંટ જોડવા એક કાયદો પસાર કરવામાં આવ્યો જેની શરત નીચે પ્રમાણે હતી:—

૧. સ્કોટલંડને તેનો પ્રેસ્બીટેરીઅન ધર્મ પાળવાની છૂટ આપવી.

૨. આમની સભામાં અને ઉમરાવોની સભામાં સ્કોટલેંડના અમુક પ્રતિનિધિઓ બેસે.

૩. ઈંગ્લેંડે સ્કોટલેંડને મોટી રકમ વેપાર ઉદ્યોગ વધારવા તથા પડી ભાગેલા વેપારની ખોટ પેટે આપવા.

૪. ઈંગ્લંડના દરિયા પારના સંસ્થાનો સાથે સ્કોટલેંડ છૂટથી વેપાર કરી શકે એવા હક્કો આપવામાં આવ્યા.

ઉપર જણાવેલી મુખ્ય શરતો કરી બન્ને પાડોશી રાજ્ય એકત્ર થયાં. ત્યાર પછી સ્કોટલેંડનો વેપાર ઉદ્યોગ વધ્યો. બન્ને દેશના પ્રતિનિધિઓ એકજ પાર્લમેંટમાં બેસી મિત્ર બન્યા. બન્ને દેશ પરસ્પર લાભાલાભને અર્થે કાર્ય કરવા લાગ્યાં. દેશ તેમજ પરદેશમાં તેમના એકત્ર બળ અને સાહસથી વગર બીકે તેઓ આગળ ધસવા લાગ્યાં.

**Q. 53 Give a short account of the life and character of Malborough.**

જોન ચર્ચીલ (ડ્યુક ઓફ માર્લબરો) ઈ. સ. ૧૬૫૦માં જન્મ્યો હતો. સોળ વર્ષની ઉમરે તે લશ્કરની નોકરીમાં દાખલ થયો અને કાબેલ સૈનિક તરીકે પ્રસિદ્ધ થયો. જેમ્સ બીજાના વખતમાં મેમથનો બળવો દાબી દેવામાં તેણે ભાગ લીધો હતો. વિલિયમ જ્યારે ગાદીએ બેઠો ત્યારે જેમ્સનો પક્ષ માર્લબરો એ છોડી દીધો. વિલિયમે તેને ડ્યુક ઓફ માર્લબરો બનાવ્યો હતો. વિલિયમ ડચ લોકોને મોટા હોદ્દા આપતો તેથી માર્લબરો ગુસ્સે થયો અને રાજાની સામે કાવાદાવા રચવા માંડ્યાં. આથી વિલિયમે માર્લબરોને બરતરફ કર્યો. જ્યારે સ્પેન સાથે યુદ્ધ થયું ત્યારે માર્લબરોની જરૂર પડી એટલે પાછો તેને લશ્કરી નોકરીમાં સેનાપતિ બનાવ્યો કારણ કે તે

યુદ્ધ કળામાં ઘણોજ હોશિયાર હતો. યુરોપીના યુદ્ધમાં વિજય મેળવવાનું માન તેને મળ્યું હતું. રાણી એન પર પણ તે સારી લાગવગ ધરાવતો હતો. ઈ. સ. ૧૭૧૦માં વ્હિગ પક્ષ પાર્લમેંટમાં બહુમતી ધરાવતો ન હતો અને તેથી માર્લબારને ફરી એક વાર ઓદ્ધા પરથી બરતરફ કરવામાં આવ્યો હતો. ઈ. સ. ૧૭૧૪માં જ્યોર્જ પહેલાએ ફરી પાછો તેને બોલાવ્યો હતો. ઈ. સ. ૧૭૨૨માં તે મરણ પામ્યો.

માર્લબરોની કાર્યદક્ષતા ઉંચા પ્રકારની હતી. એના શરીરનો બાંધો મજબુત હતો અને દશ વર્ષ સુધી તે સતત કાર્ય કરી શક્યો હતો. તે સ્વભાવે શાંત અને નમ્ર હતો. તે એક બહાદુર અને નીડર સૈનિક હતો. રાજદ્વારી પુરૂષ તરીકે પણ તેણે સારૂં માન સંપાદન કર્યું હતું. તેને સત્તાનો અને પૈસાનો પુષ્કળ લોભ હતો. સ્વાર્થ ખાતર તે સિદ્ધાંતને ઉંચો મૂકી દેતો.

**Q. 54 What were the causes of the Struggle between the Stuart Kings and their parliament ?**

સ્ટુઅર્ટ વંશના રાજાઓ "ઈશ્વરી હક્ક"નો દાવો કરતા અને આપખુદી રાજ્ય કારભાર કેવી રીતે ચલાવતા તે માટે જુઓ આગલા જવાબો.

**Q. 55 Religin played a very important part in the political history of England during the Stuart period.**

સ્ટુઅર્ટ વંશ દરમ્યાન ધર્મ માટે રાજા અને પ્રજા વચ્ચે હમેશા ઝગડાઓ કેમ થતા તેને માટે જુઓ આગલા જવાબો.

**Q. 56 The Stuart period is characterised as "the age of bad government and good laws" Prove the Statement.**

સ્ટુઅર્ટ વંશ દરમ્યાન રાજાઓનો રાજ્ય કારભાર ખરાબ હતો અને પ્રજા સ્વતંત્ર રાજ્ય તંત્ર મેળવા વારંવાર પ્રયાસ કરતી હતી. આને પરિણામે સારા કાયદા બન્યા. જુઓ નીચે આપેલું લીસ્ટ.

# પાર્લામેંટમાં પસાર થયેલા અગત્ય કાયદાઓ

| સાલ | કાયદાનું નામ | ક્યારે પસાર થયો. |
|---|---|---|
| ૧૬૨૮ | હક્કની અરજી Petition of Rights | ચાર્લ્સ પહેલાએ ત્રીજી પાર્લામેંટ વખતે મંજુરી આપી. |
| ૧૬૪૧ | ગ્રાંડરિમોન્સટ્રન્સ અને ત્રિવાર્ષિક એક્ટ | ચાર્લ્સ પહેલો-લોંગ પાર્લામેંટમાં પસાર થયા. |
| ૧૬૫૧ | નેવીગેશન એક્ટ | ક્રોમવેલ-રમ્પ પાર્લામેંટે પસાર કર્યો. |
| ૧૬૫૩ | ઈન્સ્ટ્રુમેંટ ઓફ ગવર્નમેંટ | ક્રોમવેલ-હાઉસ ઓફ લાર્ડસ ફરીથી સ્થપાયું. |
| ૧૬૬૧ | કારપોરેશન એક્ટ | ચાર્લ્સ બીજો મ્યુનિસિપાલીટીમાં સભાસદ થવા બાબત. |
| ૧૬૬૨ | એક્ટ ઓફ યુનિફોરમીટી | ચાર્લ્સ બીજો-સામાન્ય પ્રાર્થના પોથી દાખલ થઈ. |
| ૧૬૭૫ | ફાઈવ માઈલ એક્ટ | ચાર્લ્સ બીજો-રોમન કેથોલીક પાંચ માઈલની અંદર આવી શકે નહિ. |
| ૧૬૭૩ | ટેસ્ટ એક્ટ | ચાર્લ્સ બીજો-રોમન કેથોલીકોને સરકારી નોકરીમાં રાખના નહિ. |
| ૧૬૭૯ | હેબીઅસ કોરપસ એક્ટ | ગુનેગારોપર કેસ ચલાવી ફેસલો કરવા બાબત. |
| ૧૬૮૯ | મ્યુટીની બીલ | વિલિયમ-લશ્કર બાબત |
| | ટોલરેશન એક્ટ | ,, -પ્રોટેસ્ટંટોને છૂટ મળી. |
| ૧૬૮૯ | બીલ ઓફ રાઈટ્સ | વિલિયમ-પ્રજાના હક્કો સાબિત કરાયા |
| ૧૬૯૪ | ટ્રીનીયલ એક્ટ | ,, -પાર્લામેંટ બોલાવવા બાબત |
| ૧૭૦૧ | એક્ટ ઓફ સેટલમેંટ | ,, -વારસાનો કાયદો |
| ૧૭૦૭ | યુનીયન ઓફ ઈંગ્લંડ અને સ્કોટલેંડ | એન-બન્ને પાર્લામેંટ એકત્ર બની |

# નવીન મેટ્રીક્યુલેશન ઈતિહાસ

### [ પ્રશ્નોત્તર રુપે ]

## હૅનોવર વંશ

### ઈ.સ. ૧૭૧૪–૧૯૦૧

| | |
|---|---|
| જ્યૉર્જ ૧ લો | ઈ. સ. ૧૭૧૪–૧૭૨૭ |
| જ્યૉર્જ ૨ જો | ઈ. સ. ૧૭૨૭–૧૭૬૦ |
| જ્યૉર્જ ૩ જો | ઈ. સ. ૧૭૬૦–૧૮૨૦ |
| જ્યૉર્જ ૪ થો | ઈ. સ. ૧૮૨૦–૧૮૩૦ |
| વિલિયમ ૪ થો | ઈ. સ. ૧૮૩૦–૧૮૩૭ |
| વિક્ટોરીઆ | ઈ. સ. ૧૮૩૭–૧૯૦૧ |

Q. 1. Write what you know about Walpole.

નોર્ફોકના એક સાધારણ જમીનદારને ત્યાં ઈ. સ. ૧૬૭૬માં વૉલપોલનો જન્મ થયો. તેની કારકીર્દિની શરૂઆત રાણી એનના વખતથી થઈ. પિતાના મરણ પછી વ્હીગ પક્ષના અનુયાયી તરીકે તે પાર્લામેન્ટમાં દાખલ થયો અને અસાધારણ વાક્ચાતુર્ય અને હિંમતથી લોકોનાં હક તેણે રજુ કરી પાર્લામેન્ટમાં પોતાનો દરજ્જો વધાર્યો હતો. લોકો જ્યારે દુઃખના દાવાનળમાં સપડાયા ત્યારે તે તેઓની વહારે ધાયો અને તેઓને ઉગારી લીધા. **સાઉથ સી બબલ** માંથી બચાવનાર નાવિક વૉલપોલજ હતો. અમીરોના કાયદાનો વિરોધ કરી આમસભાના ઝુંટવાઈ જતા હક્કો તેણે બચાવ કર્યો. આમ સભાનું વ્યક્તિત્વ તેણે જાળવી રાખ્યું. આથી તે આમ વર્ગનો લાડીલો બન્યો હતો, રાજા ૧લા જ્યૉર્જે તેને રાજતંત્ર સોંપ્યું અને વૉલપોલ મુખ્ય મંત્રીપદ ધારણ કરવા લાગ્યો. તેણે સુલેહ શાંતિની યોજના દાખલ કરી અને **પહેલા વડા** મુખ્ય પ્રધાનનો હોદ્દો ધારણ કરી ઇતિહાસનાં પાને અમર થઈ ગયો.

વોલપોલ એક મોટા નાણાં શાસ્ત્રી તરીકે ઘણો પ્રખ્યાત છે. તે લડાઈથી હમેશા દૂર ભાગતો. **લડાઈમાં પૈસા ઘણા ખર્ચી જાય છે અને તેથી દેશને ઘણું સહન કરવું પડે છે. દેશ પ્રગતિને માર્ગે જઈ શકતો નથી, આમ તે માનતો.** વેપાર ઉદ્યોગ વધારી દેશની આર્થિક સ્થિતિ સુધારી તેણે વેચાણ વેરાની યોજના યોજી અને તેથી દેશને ફાયદો થાત પણ તે યોજના સ્વીકારાઈ નહિ. પછીથી સ્વીકારાઈ એજ એની બુદ્ધિનું પ્રમાણ બતાવે છે. રાષ્ટ્રિય દેવું પણ તેણે ઓછું કર્યું અને તે ઓછું કરવાને એક **સીંકીંગ ફંડ** પણ તેણે સ્થાપ્યું હતું. તેણે થોડી વસ્તુઓ પરથી જકાત કમી કરી અને ફ્રાંસ સાથે સંબંધ બાંધી બીજા સંસ્થાનો સાથે પણ વેપાર વધાર્યો.

વોલપોલ પોતાની પરદેશ નીતિમાં નિષ્ફળ ગયો તેનું કારણ એ હતું કે તે લડાઈનો દુશ્મન હતો. જ્યાં **શાંતિથી** કામકાજ થતું હોય ત્યાં યુદ્ધ કરવાથી શું ફાયદો? સ્પેન અને ફ્રાન્સ તો તેને લડાઈમાં ઉતારવા લાગજ શોધતા હતા. પણ તે તો **શાંતિથી** સંધિ કરી સંબંધો સાચવી રાખવા મથતો. શાંતિના પ્રેમી વોલપોલે કમને '**જેન્કીન્સના કાન**' માટે લડવાની આતુર પ્રજાને યુદ્ધે ચડાવી. યુદ્ધ ઘેલી પ્રજા જોસથી યુદ્ધમાં ગઈ પણ યુદ્ધમાં પરાજય પામી વીલે મોંએ પાછી વળી.

જ્યારે વોલપોલ ઇતિહાસના પાનાની એક લીટીમાં મહાન નાણાં-શાસ્ત્રી તરીકે નામના મેળવે છે ત્યારે તેજ પાનાની બીજી લીટી તેની જીંદગીમાં કલંક તરીકે લખાઈ ગઈ છે. **તે કલંક તે પ્રામાણિક નીતિનો અભાવ.** તે પોતાના હોદ્દાને સાચવી રાખવા માટે બહોળે હાથે પૈસા વેરતો. તે કહેતો કે દરેક માણસને તેની કિંમત હોય છે. તે પોતાથી વધારે કોઈપણ પ્રતિભાશાળી પુરુષને ઉભા રહેવા દેતો નહિ. બલ્કે તે માનવીને સહન કરી શકતો નહિ. તેને દૂર કરવા હમેશાં ગડમથલ કરતો અને તે માટે દુશ્મનબાજી કરતાં જરાપણ તે પાછો ન હઠતો. પોલ્ટની તેમજ કાર-ટેરેટ જેવા મહાન વ્હીગ તેની દુશ્મનબાજીની ગંધથી જુદા પડ્યા અને સામે

થઈ તેની તે પદ્ધતિની સખત ઝાટકણી કાઢતા. વોલપોલ એક દારૂડીઓ તેમજ જુગારી તરીકે પણ એક લીટીએ અંકાઈ ગયો છે.

વોલપોલમાં જો અનીતિ તેમજ દુર્ગુણો ન હતે અને પોતાના ઓદ્ધાની લોલુપતા ન હતે તો શું તે બીજા મહાન રાજદ્વારી પુરુષો જેવા કે મેરિબોર તેમજ ગ્લેડસ્ટનની હારમાં નહિ આવી શકતે? વોલપોલે રાજાની સત્તા ઓછી કરી. તે મુખ્ય પ્રધાનના હાથમાં મૂકવામાં પહેલ નોંધાવી. ટૂંકમાં વોલપોલ જક્કી ન હતો તે તેના વેચાણ વેરા તેમજ આયર્લાંડના સિક્કા સંબંધી કાયદાઓ પ્રજામતને નમતું આપીને રદ કર્યા. એ પરથી પુરવાર થાય છે.

## Q. 2. What is your opinion about Walpole's administration?

વોલપોલે આર્થિક તેમજ રાજદ્વારી નીતિથી દેશની સેવા કરી. દેશની આબાદીના મૂળો વેપાર અને ઉદ્યોગ તેમજ ખેતી હોવાથી- તેણે મુક્ત વેપારને અનુમોદન આપ્યું અને તે અમલમાં મૂક્યો. પરદેશથી આવતા કાચા માલની જકાત તેણે કમી કરી. આથી તૈયાર થયેલો માલ ઘણો અને સસ્તો મળવા લાગ્યો. ક્રોમવેલના જમાનાનો **નેવિગેશન** કાયદો દૂર કર્યો. સંસ્થાનોને છુટ્ટો વેપાર કરવાની પરવાનગી આપી આથી ઈંગ્લાંડને પણ ફાયદો થયો જ. રાષ્ટ્રીય દેવું પતાવવા માટે તેણે **સીંકીંગ ફંડ** ઊભું કર્યું. તેણે **કેબીનેટ** પદ્ધતિ અમલમાં મૂકી અને મુખ્ય **પ્રધાનની** પદવી વધારી. પહેલ વહેલા વડાપ્રધાન થવા માટે નામ વોલપોલ જ આવી જાય છે.

વોલપોલને સત્તાનો મોહ અત્યંત હતો, તે માટે ઘણી વખત પોતાના સિદ્ધાંતનો ત્યાગ પણ કરતો, આયર્લાંડમાં નવું ચાલુ કરેલું નાણું પ્રજાના વિરુદ્ધ હોવાથી બંધ કર્યું. તેમજ વેચાણવેરાનો કાયદો પણ પાછો ખેંચી લીધો, આવી રીતે જ્યારે જ્યારે તેને લાગતું કે ખુરશી ડગમગ થાય છે તો તે ડગમગ કરાવતું કામ હાથ ધરતો જ નહિ. પછી તે ગમે તેટલું પ્રજાને હિતકરતા હોય. તેને તો ફક્ત પોતાની ખુરશી સહીસલામત રહેવા

જોઈએ એજ જોઈતું હતું અને તેને તેમ રાખવા સાંચ આપતાં ખચકાતો નહિ.

જેકોબાઈટસથી અથવા તેમજ હેનોવર વંશ કાયમ રાખવા તેણે ફ્રાન્સ સાથે દોસ્તી બાંધી, તે લડાઈથી બીતો. સ્પેન સાથે લડાઈ કરવી પડી પણ તેમાં પોતાની જ હાર થઈ. આ રીતે જોતા જતાં વોલપોલનું રાજતંત્ર સુલેહશાંતિને ચાહનારૂં હતું એમ કહી શકાય. પ્રજાના હિતને માટે તે બહુ મહેનત કરતો પણ તેમાં પોતાનો સ્વાર્થ જણાઈ આવતો. પોતાના હોદ્દાના જોખમે તે કોઈપણ કામ કરવા નહિ માંગતો એમ સહેજે કહી શકાય. વોલપોલ નાણાંશાસ્ત્રી તરીકે પ્રખ્યાત થયો તેટલોજ પ્રખ્યાત તે લાંચરુશ્વત માટે પણ થયો છે. એમ તેના કારભારનો અભ્યાસ કરવાથી આપણને માલમ પડશે.

**Q. 3. Write short notes:—(1) Jacobite rebellions of 1715 and 1745. (2) Jenkin's Ear's war.**

(૧) ઈંગ્લંડના ઈતિહાસમાં ઈ. સ. ૧૭૧૫ અને ૧૭૪૫ની સાલો જરા નોંધવા લાયક છે. તે સાલોમાં ઈંગ્લાંડના તખ્તપર આવી ગયેલા સ્ટુઅર્ટ વંશના રાજાઓને પાછા લાવવા માટે પ્રયત્નો થયા હતાં. પણ તેમાં બન્ને વખતે તેઓના ચેલાઓ નિષ્ફળ ગયા હતાં. સ્ટુઅર્ટના ચેલાઓ જેકોબાઈટસના નામે ઓળખાય છે. તેઓને ઈંગ્લાંડની ગાદી પર હેનોવર વંશ માન્ય ન હતો. આવી માન્યતાવાળાની ઈંગ્લાંડમાં ઠીક સંખ્યા હતી. આ લોકોને મદદ કરવા સ્કોટલાંડના હાઈલેન્ડર્સો પણ તૈયાર હતા; કારણ તેમને **એક્ટ ઓફ યુનીઅન** માન્ય ન હતો. તે લોકો પણ જેમ્સને ચાહનારા હતા. આથી ઈ.સ. ૧૭૧૫માં જેમ્સના પુત્રને ગાદીએ લાવવા માટે ઈંગ્લાંડ અને સ્કોટલાંડમાં તોફાનો થયાં. સ્કોટલાંડના તોફાનનો આગેવાન **અર્લ ઓફ માર** શેરીફમૂર પાસે આર્ગાઈલને હાથે સખત હાર્યો. આજ વખતે કમનશીબ જેમ્સ સ્કોટલાંડમાં દાખલ થયો. તેણે લડાઈની તૈયારી ન કરતાં રાજ્યાભિષેકની તૈયારી કરવા માંડી. આખરે મોજશોખ પડતાં નાખીને

તેને અર્લ ઑફ માર સાથે ભાગી જવું પડ્યું. ઇંગ્લાંડમાં પણ જેકોબાઇટ્સના પણ આવાજ હાલ થયા. આ બંડ પછી તેઓને ઘણુંજ સોસવું પડ્યું હતું.

વળી પાછા ૧૭૪૫માં પણ આવુંજ બંડ થયું. આ અરસામાં ઑસ્ટ્રીઆમાં યુદ્ધ ચાલતું હતું. ફ્રાન્સને ઇંગ્લાંડને દુઃખ દેવું હતું. તેથી નાના પ્રીટેન્ડર ચાર્લ્સને લડાઈ માટે ઉશ્કેર્યો. સ્કોટલાંડ તો તેને મદદ કરવા તૈયાર જ હતું. ચાર્લ્સ સ્કોટલાંડ આવ્યો અને તેને મદદ પણ મળી. ચાર્લ્સે રાજના લશ્કરને હરાવ્યું. પણ હવે તે લડાઈથી ફુલાઈ જઈ ભોગવિલાસમાં પડ્યો. આ વખતમાં રાજસૈન્ય તૈયાર થઈ આવી પહોંચ્યું. ફ્રાન્સની મદદ ન મળવા છતાં ચાર્લ્સે તે લશ્કરને ફોલ્કર્ક પાસે હરાવ્યું. પણ કલોડનમૂર આગળનું યુદ્ધ ચાર્લ્સને ભારે પડ્યું. તે હાર્યો. તેને છૂપવેશે ફ્રાન્સ નાસી જવું પડ્યું. એલાશાપેલની સંધિથી ફ્રાન્સને પણ તેને અને તેના પુત્રને ત્યાગવા પડ્યા. ચાર્લ્સને ગમે ત્યાં ભટકવું પડ્યું અને આખરે તે દારૂડીઆ તરીકે ૧૭૮૮માં દેહ છોડ્યો. આ યુદ્ધોમાં ઇંગ્લાંડમાં તેને મદદ કરવા ટોરી પક્ષે પણ જરા ભાગ ભજવ્યો હતો. તે લોકોને તેને માટે ભાવ તો નહોતોજ પણ વ્હીગની સત્તા તોડવા માટેજ. આખરે આ યુદ્ધોમાં સ્ટુઅર્ટ વંશનો છેડો આવ્યો. હનોવરને માટે તે માર્ગમાં ભાગી ગયા.

(૨) યુટ્રેક્ટના કરારનામાથી ઇંગ્લાંડને એક વહાણ ભરીને માલ દક્ષિણ અમેરિકા મોકલવાનો હક મળ્યો હતો. પણ અંગ્રેજ એ કરારનો ભંગ કરી વધુ માલ લઈ જતા પકડાયા અને સ્પેને તેના બદલામાં જેન્કીન્સના કાન કાપ્યો. આ રાષ્ટ્રીય અપમાનથી અંગ્રેજ ચીડાયા અને લડાઈ માટે તૈયાર થયા. આ વખતે વાલ્પોલ પ્રધાન પદે હતો.

લડાઈ માટે વાલ્પોલનું મન ના પાડતું હતું. પણ લોકમત આગળ તે શું કરી શકે? આખરે તેણે કહ્યું "આજે તમે આગળ ઘંટીઓ બજાવો છો પણ જોજો તમારે હાથ ઘસીને પાછા ન આવવું પડે." સ્પેન સાથે લડાઈ થઈ પણ તેનું પરિણામે સારૂ ન આવ્યું અને તે પરાજયમાં વાલ્પોલની બેદરકારીનો વાંક નીકળ્યો. તેની વિરૂદ્ધ ઘણા પોકારો ઉઠ્યા. આ વખતે

વોલપોલને પોતાની ખુરશીનું રાજીનામું પોતાની બહુમતી ન હોવાથી. આપવું પડ્યું. ૧૭૪૨.

## Q. 4 What were the causes of the seven years' war ? State its effects.

એલાશાપેલના કરારથી ઓસ્ટ્રિયન યુદ્ધનો અંત આવ્યો. પણ તે યુદ્ધના મૂળનો અંત નહિ આવ્યો હતો. પ્રશિયાને સિલિશિયા મળ્યું, આથી ઓસ્ટ્રિઆની રાણી મેરીયા થેરીસા નારાજ થઈ અને તે પાછું મેળવવાની તક સાધી રહી હતી. ઇંગ્લાંડ અને ફ્રાન્સને વેપારી હરિફાઈ તો હતીજ તે દિવસે દિવસે વધુ પ્રમાણમાં વધી અને લડાઈમાં પરીણમી. ઓસ્ટ્રીઆ અને પ્રશિયા વચ્ચે તો અણબનાવ હતોજ. આ કારણ તેમજ ઉપરનો વેપારી સબંધ લડાઈના બે મુખ્ય કારણો બન્યા. ફ્રાન્સ ઓસ્ટ્રીઆ સાથે જોડાયું અને ઇંગ્લાંડ પોતાનું જુનું વેર ભુલી જઈ પ્રશિયા સાથે મિત્રતાથી જોડાયું. મેરિયા થેરીસા ઇંગ્લાંડ સાથે ચીડાઈ હતી કારણ પોતાનો સાઈલિશિયા પ્રાંત ઇંગ્લાંડે પ્રશિયાને અપાવ્યો હતો. આથી વધુને વધુ પ્રશિયાનું જોર વધતું જતું હતું. આનો ફ્રાન્સને પણ ભય હતોજ તે પણ ગઈ ગુજરી ભુલી જઈ ઓસ્ટ્રીઆને મદદ કરવા તૈયાર થયું. રશિયા, સ્વીડન, સેક્સની તેમજ પોલાંડ પ્રશિયાના બળથી ભય પામી ફ્રાન્સ અને ઓસ્ટ્રીઆને જઈ મળ્યા. આથી સત્તાતુલા સાચવવા ઇંગ્લાંડ પ્રશિયાને મળ્યું.

આવી રીતે પ્રસંગોવસાત્, મિત્ર બનેલા રાજ્યો દુશ્મન બન્યા અને વેરી બનેલા રાજ્યો, મિત્ર બન્યા. આવી રીતે યુરોપ અમેરિકા અને હિંદુસ્તાનમાં વેપાર, સંસ્થાનો અને સમુદ્રની માલીકી માટે યુદ્ધ થયું.

આ યુદ્ધ પહેલાં તો ઇંગ્લાંડની તરફેણમાં નહિ આવ્યું. ઇંગ્લાંડની દરેક જગાએ હાર થવા માંડી. પાછળથી પ્રધાન મંડળ બદલાયું અને મોટો પીટ આગળ આવ્યો. પીટે આવી આખી યુદ્ધની બાજી ફેરવી નાંખી. ઇંગ્લાંડના પાસા હવે સવળા પડવા લાગ્યા. અને પીટની બુદ્ધિચાતુર્યથી સર્વ ઠેકાણે

બ્રીટની વિજય પતાકા ફર ફરવા લાગી. ઈંગ્લાંડ સમુદ્ર પર પણ ઉચ્ચ દરજ્જાનું ગણાવવા લાગ્યું. અમેરિકામાંના સંસ્થાનોનું સામ્રાજ્ય ઈંગ્લંડને મળ્યું. ફ્રાંસની તો અમેરિકા તેમજ હિંદુસ્તાનમાં રાજ્ય સ્થાપવાની આશા ધૂળ ભેગી થઈ. બ્રિટીશ સામ્રાજ્યનો પાયો હિંદમાં નંખાયો, ફ્રાન્સનો પૈસો આ યુદ્ધમાં ખૂબ તણાયો અને તેથી કરવેરા વધ્યા અને આગળ રાજ્ય ક્રાન્તિનું પણ એક કારણ બન્યું. આ સાત વર્ષનું યુદ્ધ ઈંગ્લાંડના ઇતિહાસનું નવું પાનું ખોલે છે. આ યુદ્ધ અમેરિકાને પણ ઈંગ્લાંડથી આગળ પર છૂટું પડવાને અનુકૂળ થઈ પડયું.

## Q. 5 Give a pen picture of Elder Pitt. What part did he play as a war minister ?

ઈ. સ. ૧૭૦૮મા વિલ્યમ પિટનો એક ગરીબ કુટુંબમાં જન્મ થયો. ૨૭ વર્ષની વયે તે પાર્લામેન્ટમાં ચૂંટાઈને આવ્યો હતો. તેની વક્તૃત્વકળા પર લોકો આફ્રીન હતા. તે વોલ્પોલનો કટ્ટો શત્રુ હતો. કારણ તેને વોલ્પોલની નીતિ જરા પણ ગમતી નહિ. કદી પણ તે લાંચ રૂશ્વત લેવા નહિ લલચાતો. હમેશા તે તેનાથી દૂર નાસતો. તેણે પ્રધાનો સાથે ઘણી વખત કામ કરેલું અને જ્યારે સપ્તવાર્ષિક યુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે તેજ ઈંગ્લાંડની મદદે દોડયો. અને તેને બચાવ્યું.

જ્વલંત દેશાભિમાની, અતુલ ધૈર્ય, કર્તવ્ય નિષ્ઠા, હોશિયારી તેમજ વક્તૃત્વ શક્તિ, બુધ્ધિ તેમજ સદ્ગુણોને લીધે દેશનું તે ગૌરવ બન્યો. તેના વિષે કહેવામાં આવ્યું છે કે "તેની પાસે જનાર કોઈ પણ હિંમતવાન થયા વગર પાછો ન ફરતો." પોતાના દેશનું તેમજ પોતાના સામ્રાજ્યનું હિત તેને હૈયે હતું. તે એક રાષ્ટ્ર પ્રેમી તરીકે પણ પ્રખ્યાત થયો છે. તે બંઠ મુત્સદ્દી પણ હતો.

તેનું ખાનગી ચારિત્ર શુદ્ધ હતું. સ્વાર્થીપણાથી તે પર હતો. પ્રમાણિક-પણાનો તે પૂજારી હતો. વ્યસન વગરનું તેમજ ઉચ્ચ ધ્યેયથી ભરેલું તેનું જીવન હતું. વોલ્પોલ માફક તેને સત્તાનો મોહ ન હતો. તે હમેશા લોકોના

હિત માટે લડતો અને એમજ લડતાં જીવ પણ ખોયો. તેને આથી (Great Commoner) કહે છે. "હું પ્રજાનો પ્રતિનિધિ છું." આટલું બોલતાં તેનું મોં મલકાઈ જતું.

તેની મહત્વકાંક્ષા ઘણી હતી. સામાજિક, ઔદ્યોગીક, પરરાજ્યકીય અને વેપારની બાબતમાં પોતાના દેશની મહત્તા વધારવી એજ તેના જીવનમાં તરી આવતી. ઇંગ્લાંડના પ્રતિભાશાળી પુરૂષોમાંનો પીટ એક હતો.

યુદ્ધ કારકીર્દી તો પિટની ખરેખર ગજબ હતી. સપ્તવાર્ષિક યુદ્ધ વખતે તે બોલ્યો, કે "ભયંકર વાવાઝોડાંમાંથી આપણી નાવને બચાવવા હુંજ શક્તિમાન છું. બીજું કોઈપણ તેને પાર ઉતારી શકે તેમ નથી." ખરેખર તેણે જ યુદ્ધ પ્રધાન થઈ આખી બાજી પલટી નાખી. આવતાંની સાથેજ તેણે બરાબર તપાસ્યું અને કહ્યું કે " આપણે કેનેડા એશ્યાને કિનારે જીતીશું." તેણે નમાલા નાયકોને પાછા બોલાવી લઈ પોતાના ચુનંદા ચુંટેલા નાયકો મોકલ્યા. અમેરિકા વુલ્ફને સોંપ્યું. ક્લાઈવને હિંદ અને કાર્ડિનાલને જર્મનીમાં મૂક્યો. પ્રશિયાના રાજા ફ્રેડરિકને પૈસાની ખૂબ મદદ આપી પોતાનો કર્યો. આથી કરીને અમેરિકા તેમજ હિંદમાં ફ્રાન્સને મદદ મળી શકી નહિ અને હાર્યું. લશ્કરી અમલદારોને તે ચૂંટી તેમાં ઉત્સાહ ઉમંગ અને ભરોસો રેડતો. લોકો તેને લડાઈનો સિંહ કહેતા. ખરેખર તે યુદ્ધમાં સિંહ જેવોજ હતો અને પાછી પાની ન કરતો. તેણે ૧૭૬૧માં સ્પેન સામે યુદ્ધ જાહેર કરવા કહ્યું પણ તેનો વિચાર પ્રધાન મંડળને ન ગમ્યો અને તેણે રાજીનામું આપ્યું.

દેશ ગૌરવ વિલિયમ પિટે પોતાના દેશ પરનું સંકટનું વાદળ હટાવ્યું અને પોતાનું યુદ્ધ મંત્રી તરીકેનું સ્થાન ઇતિહાસને પાને અમર કર્યું. તેણે ઇંગ્લાંડની નામના વધારી અને દેશ પ્રત્યેનું પોતાનું દેવું યુદ્ધ પ્રધાન તરીકેનું તેમજ દેશના પુત્ર તરીકેનું ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે પતાવ્યું.

Q. 6. What were the causes which led to the quarrel between England and America? What was the result of it?

સમવાર્ષિક યુદ્ધના અંત પછી અમેરિકા ફ્રેન્ચોના હાથમાંથી મુક્ત થયું. હવે અમેરિકામાંના સંસ્થાનોને ફ્રેન્ચોનો ભય ન હતો. એટલે અંગ્રેજોની સહાયની જરૂર રહી નહિ. તે લોકોને અંગ્રેજોની ધુંસરી હવે ફેંકી દેવાની જરૂર પડી. અંગ્રેજો આ સંસ્થાન વાસીઓ પર નકામા કરારના બોજાઓ વધારતા જતા હતા. અંગ્રેજોએ નૌકાનયન (Navigation laws)નો કાયદો સંસ્થાનો પર નાંખ્યો હતો. આ ત્રાસદાયક કાયદાની રૂએ સંસ્થાનોમાંથી બહાર જતો માલ ઇંગ્લાંડના વહાણો મારફતજ જવો જોઇએ અને સંસ્થાનોમાં આવતો માલ ઇંગ્લાંડ થઇ લઇ જવો જોઇએ કારણ કે તેથી ઇંગ્લાંડને જકાત ઘણી મળે. બીજા વેપારી અંકુશો પણ સંસ્થાનો પર હતા. આ અંકુશો ઇંગ્લાંડનું હિત જોઇનેજ મુકાયલા.

સમવાર્ષિક યુદ્ધમાં ઇંગ્લાંડને ઘણું ખર્ચ થયું અને તે પતાવવા પ્રધાન ગ્રેન્વીલે સ્ટેમ્પ એક્ટ પસાર કરાવ્યો અને તે વસાહતો પર નાંખ્યો. આથી દસ્તાવેજ ઉપર ટીકીટ ચોંટાડવી પડતી. આ કર સામે સંસ્થાન વાસીઓએ જબરો વિરોધ ઉઠાવ્યો. **"પ્રતિનિધિ નહિ તો કર નહિ."** એમ તેઓ પોકારવા લાગ્યા. આથી પ્રધાન રોકિંગહામે સ્ટેમ્પનો કાયદો રદ કર્યો. પણ એમ જાહેર કર્યું કે અમેરિકન વસાહતો પર અમને કર નાંખવાનો અધિકાર છે. પછીના પ્રધાન ટાઉનશેન્ડે કાચ, રંગ, ચાહ વગેરે પર કર નાંખ્યા અને સંસ્થાનીઓને વધુ ઉશ્કેર્યા. લોકોએ બ્રિટીશ માલનો બહિષ્કાર કરવા માંડ્યો. આથી નોર્થે ચાહ સિવાયની બધી વસ્તુઓ પરથી જકાત નાબુદ કરી. સંસ્થાન વાસીઓએ ચાહનો પણ બહિષ્કાર બોલાવ્યો. ઇસ્ટ ઇંડિયા કંપનીને કંઇપણ નુકસાન થાય નહિ તે માટે બારોબાર અમેરિકા લઇ જવાને પરવાનગી આપી. આથી સંસ્થાન વાસીઓ ક્રોધે ભરાયા અને બોસ્ટન બંદરે ઉતારેલી બધી ચાહ દરિયામાં નાંખી દીધી. આથી બોસ્ટન બંદરનો વેપાર અંગ્રેજ સરકારે બંધ કર્યો. આ ચળવળમાં ભાગ લેનારી મેસેચ્યુસેટ્સ વસાહતની સનદ રદ કરી અને ત્યાંની લોક સભામાં સરકારી સભાસદ નીમવાનો ઠરાવ કર્યો. આવી રીતે સંસ્થાન વાસીઓની સ્વતંત્રતા પર પડતા કાપથી ઉશ્કેરાઇ જઇ ૧૭૭૪માં ફિલાડેલ્ફિયામાં પહેલી અમેરિકન

રાષ્ટ્રિય સભા મળી. આ સભાએ ઈંગ્લાંડના નાંખેલા કાયદાઓનો વિરોધ કર્યો અને તેમને કર નાંખવાનો અધિકાર નથી એમ જાહેર કર્યું. આ જુલમનું કંઈપણ સમાધાન થાય એ બહાને ગયેલા અમેરિકાના પ્રતિનિધિ બેન્જામિન ફ્રેંકલિનનું ઇંગ્લાંડમાં અપમાન થયું. આથી બળતામાં ઘી હોમાયું અને ઇ.સ. ૧૭૭૫માં સંસ્થાન વાસીઓએ પોતાની સ્વતંત્રતા માટે લડત ઉપાડી.

આ લડતનું પરિણામ આખરે અમેરિકાના સંસ્થાન વાસીઓની તરફેણમાં આવ્યું. ઇંગ્લાંડને અમેરિકા હંમેશને માટે ગુમાવવું પડ્યું. આ યુદ્ધ જીતવામાં સંસ્થાન વાસીઓના નેતા જ્યોર્જ વોશીંગ્ટનનો વધુ ફાળો હતો. તેના અડગ ધૈર્યનું ફળ મીઠું આવ્યું. આમ અમેરિકા ઇંગ્લાંડથી છૂટું પડવાથી ઇંગ્લાંડને સખત ફટકો લાગ્યો.

## Q. 7 What were the opinions of the leading English statesmen on the American war of Independence ?

મોટો પિટ તો અગાઉથીજ અમેરિકા પર નંખાયેલા કરોનો વિરોધી હતો. તે કહેતો કે—"અમેરિકન વસાહતોનું કહેવું ન્યાયી છે. તેમની મરજી વિરૂદ્ધ તેમજ તેમની સંમતિ વગર ઇંગ્લાંડની સરકારને કર લેવાનો અધિકાર નથી. તેઓ પોતાના આંતર્ગત કારભારમાં સંપૂર્ણ સ્વતંત્ર છે. માટે જો તેઓ આ કરોનો વિરોધ ન કરે તો ગુલામીની બેડીમાં જકડાવવાનેજ યોગ્ય છે. હું પણ જો એક સંસ્થાન વાસીઓમાંનો હતે તો હું છેવટ સુધી લડ્યો હોત. અંગ્રેજો આ થોડા પૈસાની જરુરીયાત ખાતર પોતાનું સામ્રાજ્ય ખોશે". પિટ જ્યારે મુખ્ય પ્રધાન થયો ત્યારે તેની માંદગીમાં સંસ્થાનો પર કર નંખાયો. આ સાંભળી તેણે પોતાનું રાજીનામું આપ્યું. છેવટે તેણે વસાહતોને મનાવી લેવા માટે એક છેલ્લું ભાષણ પાર્લામેંટમાં કર્યું અમેરિકાના સંસ્થાન વાસીઓનો પક્ષ લેતાં અને અંગ્રેજ નીતિની ઝાટકણી કાઢતાં આખરે પાર્લામેંટમાંજ તેણે જીવ છોડ્યો.

આજ પ્રમાણે ફોકસે પણ તેનો વિરોધ કર્યો હતો. એડમંડ બર્કે પણ કહેલું કે—"જો કરમાંથી નજીવી આવક છે તો તે કર નાંખવો અને રદ કરવો બરાબર છે. કારણ આવી નજીવી આવક માટે આવા મોટા સંસ્થાનવાસીઓનો સાથ શા માટે ખોવો જોઈએ? તેમની લાગણી શા માટે દુભાવવી જોઈએ?" આ રીતે જોતાં ઈંગ્લાંડની સરકારની નીતિ વિરુદ્ધ પોતાના દેશના જ પ્રતિભાશાળી અને અગ્રગણ્ય પુરુષોનો પણ મત હતો એમ સહેજે કહેવાશે.

## Q. 8 Which circumstances made the Whigs so great in the reign of the first two Hanovarian Kings?

વિહગ લોકોની મદદથી ૧ લો જ્યોર્જ ગાદીએ આવ્યો હતો એટલે તેણે તો ગાદીએ આવતાંની સાથેજ તેઓને સત્તા આપી. આ લોકોને સત્તા આપી પછી તેનામાં તેઓ પાસેથી પાછી લઈ લેવાની જરા પણ હિંમત કે તાકાત ન હતી. વળી ૧ લો જ્યોર્જ અંગ્રેજી ભાષા પણ જાણતો ન હતો એટલે તે પ્રધાન મંડળમાં જઈ રાજ્ય ખટપટમાં ભાગ નહિ લેતો. લોકો પણ ટોરીની વિરુદ્ધ હતા. કારણ કે તેઓ કાળા કર્મના કરનાર હતા. એ આપણને ૧૭૧૫ અને ૧૭૪૫ના બળવાથી માલમ પડ્યું. આ બંડોમાં તે લોકોએ કેટલોક ભાગ લીધો હતો. એટલે ટોરી લોકોને પ્રજા સહેજે જલદી ચાહી શકી નહિ. આ બંડનો લાભ લઈ વિહગ પક્ષે ત્રણ વર્ષનો જે પાર્લામેંટનો કાયદો હતો તેની મુદત લંબાવી સાત વર્ષની કરી. **દક્ષિણ મહાસાગરનો પરપોટો** આ મહા સંકટમાંથી પણ પ્રજાને ઉગારનાર વિહગ પક્ષનો વોલ્પોલજ હતો. ટોરી લોકો કેથોલીક હતા એટલે સાધારણ રીતે કેથોલીક તરફ પણ ઘણાને અણગમો હતો કારણ તેઓ વારે ઘડીએ ધર્મનું ધતીંગ કાઢી પ્રજાને દુઃખી કરતા અને ધર્માંધપણું દાખવતા. આથી ઉલટું વિહગ પક્ષે તો ધર્મના જુલમી કાયદાઓ નાબુદ કર્યા હતા અને કોઈ પણ ધર્મના લોકોને ત્રાસ નહિ આપતા. તેઓને આથી બીજા પક્ષોની પણ

સહાય મળી અને તેઓ પ્રજાના માનીતા બન્યા હતા. ધનિક વર્ગ પણ વેપાર ઉદ્યોગને ઉત્તેજન મળવાથી વ્હીગ પક્ષ સાથે ભળ્યો હતો. વળી વ્હિગ લોકો લાંચ રૂશ્વત, ઇલ્કાબો આપીને પોતાની બહુમતી પાર્લામેંટમાં કાયમ રાખતા. સાત વર્ષના યુદ્ધ વખતે પિટ જેવો વ્હિગ દેશની વહારે ધાયો અને ઇંગ્લાંડનું નામ રાખ્યું. ટોરીઓમાં કોઇપણ લોક નાયક થવાને લાયક ન હતો. અને જો કદાચ હતે તો તેને ટેકો મળતે પણ નહિ. કારણ કે અંદર અંદર તેઓમાં ફાટફુટ ઘણી હતી. આ ૫૦ વર્ષના લાંબા ગાળા સુધી વ્હિગ લોકે પોતાની સત્તા જમાવી રાખી. ઇંગ્લાંડના ઇતિહાસમાં પાર્લા-મેંટની આજની સત્તાના બી આ પહેલા બે જ્યોર્જની નબળાઇને લઇને તે વખતમાં વવાયાં. વોલ્પોલ, પિટ વગેરે બહાદુર વ્હિગ નાયકોએ પ્રજાને તથા પ્રજાના પ્રતિનિધિઓને રાજા કરતાં પણ અધિક હક્કદાર ગણી, રાજાની આપખુદ સત્તાનો નાશ કર્યો. વખતસર વ્હિગોએ પ્રજાની નાડ તપાસી અને પ્રજાના રોગનો નાશ કર્યો. પાર્લામેંટનું વર્ચસ્વ વધાર્યું. આખીર તેઓ લાંબા સમય સુધી પાર્લામેંટમાં બહુમતી જાળવી શક્યા. તેઓ પક્ષ મુત્સદી હતા અને સમય પ્રમાણે વર્તવાનું ચુકતા નહિ.

Q. 9 Decribe the attempts made for the restoration of the stuarts during the reigns of the first two Georges; what was the result of the attempts ?

જુઓ સવાલ ૩જાની ૧ લી હકીકત.

Q. 10 Describe very briefly the events that led to the war between the English colonies in America and England. Who won the war in the end ?

જુઓ સવાલ ૬ ઠ્ઠાની હકીકત.

Q. 11 Give a short life-sketeh of George III and describe briefly his administration.

જ્યોર્જ ત્રીજાનો જન્મ ઇંગ્લાંડમાંજ થયો હતો, એટલે તે જન્મથીજ અંગ્રેજ હતો. જ્યોર્જના પિતા નાનપણમાં ગુજરી ગયા હોવાથી તેની કેળવણીનો ભાર તેની માતા ઓગસ્ટાને શિરે હતો. તેની મા તેમજ લોર્ડ બ્યુટને હાથે શિક્ષણ મળ્યું હતું. તેની મા તેને કહેતી. 'George, be a king.' "**જ્યોર્જ તું સાચો રાજા થજે.**" આ શબ્દો તેથી તેના હૃદયમાં કોતરાયેલા રહ્યા હતા. આ વાક્યને તેણે જીવનમંત્ર ગણ્યું. તેણે ટોરી બોલિંગબ્રોકનું 'Patriot King' નામના પુસ્તકનું સારી રીતે અધ્યયન કર્યું હતું અને તેથી 'આદર્શ રાજા' થવાના સ્વપ્ના સેવતો હતો.

તે દારૂ નહિ પીતો. તે અંગ્રેજી સારી રીતે બોલી શકતો. તેને ઇંગ્લાંડ માટે ખૂબ પ્રેમ હતો. તેનો સ્વભાવ જરા જીદ્દી હતો, તેનો હેતુ બીજાના હાથમાં રમકડું બની રમવાનો ન હતો પણ બીજાને પોતાનું રમકડું બનાવી રમાડવાનો હતો.

આથી ગાદીએ આવતાંની સાથેજ વ્હિગ લોકોને દૂર કરવાની પેરવી તે કરવા લાગ્યો. તેને પોતાના મન પ્રમાણે ચાલે એવા પ્રધાનો જોઈતા હતા, નહિ કે પાર્લામેન્ટની મરજીથી ચાલે તેવા. આથી પાર્લામેન્ટમાં આવી પોતાનો એક પક્ષ ઊભો કર્યો અને તેમાં ટોરી લોકોને, લાંચ, રૂશ્વત. તેમજ અધિકાર આપી બીજાઓને પણ આ પક્ષમાં ખેંચ્યા. તેનો પક્ષ 'kings Friends' નામે ઓળખાતો. વ્હિગ પક્ષમાં પણ તેણે ફાટફૂટ પાડી અને તેઓની ખુરશી ડગમગાવી મૂકી.

સ્પેન સામે લડાઈ જાહેર ન થઈ શકી તેથી મોટા પિટે પોતાના સિદ્ધાંતની ખાતર રાજીનામું આપ્યું. અને અહીંથી વ્હિગ લોકોની સત્તાના નાશની શરૂઆત થઈ. રાજાએ બ્યુટને પ્રધાન બનાવ્યો પણ તેની નીતિ રાજાને પસંદ નહિ પડી તેથી તેને રાજીનામું આપવું પડ્યું. રાજાને મનપસંદ કોઈપણ પ્રધાન ન મળ્યો. આખરે ગ્રેન્વીલ આવ્યો પણ પોતાની નીતિ રાજાને નહિ ગમવાથી રાજીનામું તેણે પણ આપ્યું. ત્યારપછી રોકીંગહામ, ગ્રેફટન આવ્યા અને પાછા ગયા. આખરે ઈ. સ. ૧૭૭૦માં લોર્ડ નોર્થ

આવ્યો. તે રાજાનું રમકડું થવા તૈયાર હતો તેથી રાજાને તે મનપસંદ પ્રધાન થઈ પડ્યો. હવે રાજાનું સ્વપ્નું સાચું પડ્યું. અને 'આદર્શ રાજા' થવા પામ્યો. તેણે બધાં ખાતાં પોતાના હાથમાં લીધાં. આથી મરજી પ્રમાણે રાજ્ય કરવાના ધ્યેયથી તેણે અમેરિકા ગુમાવ્યું. દરેક વખતે જ્યોર્જ આગળ આવી નાના પિટના કાર્યમાં પણ હાથ ઘાલતો અને આખરે તેનું પરિણામ શૂન્ય આવતું જ.

ત્રીજા જ્યોર્જે પોતાના પૂર્વજોની ગુમાવેલી આપખુદ રાજસત્તા ઘણે અંશે પાછી મેળવી ખરી, પણ તેમાં તેણે દેશને ઘણું જ નુકશાન પહોંચાડ્યું. પોતે પણ પ્રજાજનોનો અણમાનીતો થયો. "જ્યોર્જ, તું સાચો રાજા થજે." આ જીવનમંત્રને આધારે તે આખી જીંદગી વર્ત્યો પણ રાજા તરીકે નિષ્ફળ નિવડ્યો.

## Q. 12 Write short notes:—(1) James Wolf; (2) John Wilkes (3) South Sea Bubble.

(૧) **જેમ્સ વુલ્ફ:—** આ વીરે પહેલ વહેલો પોતાની શક્તિનો પરચો ઑસ્ટ્રીઆની ગાદીના વારસાની લડાઈ વખતે બતાવ્યો હતો. સાત વર્ષના યુદ્ધ દરમ્યાન મોટા પિટના પહેલાના પ્રધાનોની નજરે વુલ્ફની શક્તિનો પ્રકાશ ન દેખાયો. પણ જ્યારે ચકોર ઝવેરી મોટો પિટ થયો ત્યારે તેની આંખે આ વીરની શક્તિનું તેજ જોયું. તરતજ તેણે આ ધૂળમાંના રત્નને બહાર કાઢ્યું અને ઈંગ્લંડને તેની કિંમત કરી બતાવી. મોટા પિટે સાત વરસના યુદ્ધમાં આ વુલ્ફને અમેરિકાના લશ્કરના સેનાપતિ તરીકે નીમી મોકલ્યો. ત્યાં જઈ તેણે પોતાની ફરજ બજાવી. નામ પ્રમાણે વર્તી બતાવ્યું. જ્યારે કિવબેક પડ્યું ત્યારે તેણે ઈંગ્લાંડને પોતાના જીવના જોખમે વિજય અપાવ્યો. જ્યારે તે ઘવાઈને પડ્યો, ત્યારે કોઈકે કહ્યું "નાઠા! નાઠા!" વુલ્ફે આથી પૂછ્યું. "કોણ નાઠું?" "શત્રુઓ" આમ તેને જવાબ મળ્યો. આવા સંતોષી જવાબથી તે મરતી વખતે બોલ્યો, "હવે હું સુખે જઈશ." પ્રભુનો ઉપકાર મારે નામોશી ભરેલું મૃત્યુ ન પામવું પડ્યું! આ શબ્દો તેના ઘણા

આકર્ષક અને કર્તવ્ય નિષ્ઠા હતો. વુલ્ફ એકલે હાથે લડયો અને જીત્યો. **ખરેખર વુલ્ફ, વુલ્ફજ હતો.**

(૨) **જોન વિલ્કિસ:**—૩જા જ્યોર્જના વખતમાં વિલ્કિસ લોકસભાનો સભાસદ હતો. તે “નોર્થ બ્રિટન” નામના છાપાનો અધિપતિ પણ હતો. આ વર્તમાન પત્રના ૪૫ મા અંકમાં તેણે રાજાના ભાષણની સખત ઝાટકણી કાઢી. આથી રાજા ચિડાયો. અને પ્રધાન ગ્રેનવિલે નનામા વોરંટ કાઢ્યા. અને વિલ્કિસ, તેમજ બીજા તેના છાપખાનાનાં માણસોને પકડી કેદમાં નાખ્યા. પણ વિલ્કિસ લોકસભાનો સભ્ય હોવાથી તેને પકડી ન શકાય એમ કોર્ટે ઠરવ્યું અને તેથી તે છૂટયો તેમજ વોરંટ પણ ગેરકાયદેસર ઠર્યા.

વિલ્કિસે સરકાર સામે દાવો માંડ્યો અને તેમાં તે જીત્યો. ત્યાર પછી એક બંડખોર લેખ લખવા માટે તેને પકડવામાં આવ્યો. પણ તે ફ્રાંસ નાસી ગયો. ચાર વર્ષ પછી તે પાછો લોકસભાનો સભ્ય ચૂંટાઈને આવ્યો. પણ તેને આગળના ગુન્હા માટે ન બેસવા દીધો. આથી લોકો ઘણા ઉશ્કેરાયા અને વિલ્કિસ તેમનો લાડીલો થઈ પડ્યો. બે વર્ષ પછી પાછો જનતાએ લોકસભામાં ચૂંટીને તેને મોકલ્યો અને આ વખતે તેને પાર્લામેંટે કબુલ કર્યો. વિલ્કિસનું ચારિત્ર કલંકિત હતું. નસીબના જોગે તે ઘણો લોકપ્રિય થઈ પડ્યો હતો. બાકી તેનામાં સારા ગુણોનો અભાવ હતો. તે ઈ. સ. ૧૭૯૭ માં મૃત્યુ પામ્યો હતો.

(૩) **દક્ષિણ મહાસાગરનો પરપોટો:**—આ કંપનીનો જન્મ ઈ. સ. ૧૭૧૧માં થયો. આ વખતે ઈંગ્લંડને ઘણું દેવું થઈ ગયું હતું. આ ઋણ પતાવી આપવાનું આ કંપનીએ ઈંગ્લંડની સરકારને વચન આપ્યું. આથી સરકારે તેને દક્ષિણ મહાસાગરમાં વેપાર કરવા માટે બધી સગવડ કરી આપી. આથી પ્રજા આ કંપનીના શેર લેવા માટે ઊલટી. શેરોના ભાવ વધ્યા અને આ સોનેરી તકનો લાભ લેવા બીજી ઢોંગી કંપનીઓથી પ્રજા લુંટાઈ. જ્યારે પ્રજા ઠગાવા લાગી ત્યારે સરકારે કેટલીક લેભાગુ કંપનીના ભોપાળાં બહાર પાડ્યાં આથી દક્ષિણ મહાસાગરની કંપનીને પણ ધક્કો લાગ્યો. અને તેના શેરો વેચવા માટે લોકોએ ધસારો કર્યો. શેરોના ભાવ એકદમ બેસી

ગયા, અને પ્રજા મહાસંકટમાં આવી પડી. કેટલાક ધુતારા લોકો આ વખતમાં પોતે પૈસા પેદા કરીને ઊંચે બેસી ગયા હતા. આખરે ગરીબ પ્રજા મરી ગઈ. આથી વૉલ્પોલ જેવો બાહોશ દેશની મદદે દોડ્યો. તેણે ઈસ્ટ ઈંડીઆ કંપની અને ઈંગ્લંડની બેંક વચ્ચે ખોટ વહેંચી નાખી. અને પ્રજાને કંઈક રાહત આપી. આવી રીતે પાણીના પરપોટાની જેમ દક્ષિણ મહાસાગરની કંપની ઉત્પન્ન થઈ અને અંત પામી. જેટલી જલદી તે વધી તેટલી જ જલદી તે નાશ પામી. આ કંપનીના જન્મથી બેકારી ગરીબાઈ પ્રજા કચડાઈ ગઈ અને ધુતારાઓનાં ખીસાં ભરાયાં.

## Q. 13 Give a summary of the administration of Pitt the Younger before the French Revolution.

ઈ. સ. ૧૭૮૩માં જ્યારે ફોક્સ અને નોર્થના સંયુક્ત પ્રધાનમંડળનો અંત આવ્યો ત્યારે ચેથામનો પુત્ર નાનો પિટ મુખ્ય પ્રધાન પદની પદવીએ આવ્યો. આ યુવાન વડા પ્રધાને આવતાંની સાથે સમયની નાડ પારખી લીધી. અને રાજા ત્રીજા જ્યોર્જના હાથમાં રમકડું નહિ બનતાં પોતાના ધ્યેયના માર્ગે પળ્યો. ૨૩ વર્ષની યુવાન વયે વડા પ્રધાન બનનાર આજ પહેલો પ્રતિભાશાળી પુરુષ હતો. પિતા તરફથી સ્વદેશ પ્રેમ તેને વારસામાં મળ્યો હતો.

નાના પિટે, આવતાંની સાથે જ, શાંતિનો લાભ ઠીક લઈ લીધો. તે એક શ્રેષ્ઠ અર્થમંત્રી હતો. વૉલ્પોલની બરાબરી કરી શકે તેવો જ તે હતો.

પિટ ખુલ્લા વેપારનો હિમાયતી હતો. કારણ કે એડમ સ્મિથના '**વેલ્થ ઓફ નેશન્સ**' નામના પુસ્તકનો તેણે ઊંડો અભ્યાસ કર્યો હતો. આ પ્રમાણે તેણે ચા, સ્પિરિટ, તમાકુ, દારૂ વગેરે વસ્તુઓ પરથી કર રદ કર્યો એટલે દાણચોરી બંધ થઈ. આથી ગરીબ પ્રજા સુખી થઈ. સાથે સાથે બીજી વસ્તુઓનો વેપાર વધ્યો અને કરની આવક પણ વધી. તેણે વેપારી મંડળની સુધારણા કરી વેચાણવેરાની નવિન પદ્ધતી શરૂ કરી. સરકારી ખર્ચમાં પણ તેણે કરકસરની નીતિ હાથ ધરી. રાષ્ટ્રિય દેવું ઓછું કરવા

તેણે **સીંકીંગ ફંડ** ઉભું કર્યું, ચલણી નોટોની પધ્ધતિ દાખલ કરી અને પૈસાને બદલે કરન્સી નોટ આપવાને લંડન બેંકને હુકમ કર્યો. તેણે ફ્રાન્સ જોડે નિરંકુશ વેપાર ચલાવવાનો કરાર કર્યો. તેણે ઇ. સ. ૧૭૮૪ માં **'પિટ્ટનું ઇંડીઆ બીલ'** પસાર કરાવ્યું. આ બીલની રૂએ એક નવું **નિયામક મંડળ** સ્થપાયું. આથી પાર્લામેંટના હાથમાં ઇ. ઇ. કંપનીનો કારભાર આવ્યો.

ઉપરના કાર્યો નાનો પિટ સફળતાથી કરી શક્યો પણ અમુક બીજા કાર્યોમાં તે નિષ્ફળ નિવડ્યો. પાર્લામેંટમાં સડો પેસી ગયો હતો તે પિટ દૂર કરવા માંગતો હતો. અમુક વેરાન થઈ ગયેલા તેમજ ઓછી વસ્તી વાળા પરગણાઓને પ્રતિનિધિ મોકલવાનો હક ઝુંટવી લઈ આબાદી ભોગવતા, વગર પ્રતિનિધિત્વવાળા પરગણાઓને પોતાના પ્રતિનિધિ મોકલી શકાય તેવો તેણે પાર્લામેન્ટમાં સુધારો મુક્યો. પણ રાજાનો તેમજ બીજા આગેવાનોના પ્રબળ વિરોધને લઈને પિટ આમાં નિષ્ફળ નિવડ્યો; ગુલામોનો નાશ કરવા તેણે એક બીલ રજુ કર્યું પણ તેમાં તે ફાવ્યો નહિ. આખરે આયર્લેંડ સાથેના તેના **ઇંગ્લેંડ આયર્લેંડ સંયોગ** ૧૮૦૧—બનાવમાં પણ તેને કડવો ઘુંટડો ગળવો પડ્યો હતો. રાજાજ તેની વિરૂદ્ધ હતો. આખરે તેને રાજીનામુ આપવું પડ્યું હતું.

આવી રીતે નાના પિટનો ફ્રાન્સના રાજ્યવિપ્લવ પહેલાનો રાજ્યકારભાર તેના આનંદ અને શોકના મિશ્રણવાળો હતો. ઉપરના કેટલાંક તેના નિષ્ફળ ગયેલા સુધારાઓ આગળ તેના પછી, પસાર થયા તેજ તેની દીર્ઘદૃષ્ટિનું એક પ્રમાણ છે તેમજ અર્થશાસ્ત્રી તરીકેની લાયકાતમાં વધુ માન અર્પણ કરે છે.

**Q. 14 Why do you call Pitt the younger one of the greatest prime ministers of England?**

જુઓ સવાલ ૧૩માનો જવાબ.

**Q. 15 Review the policy of Pitt the younger in the first ten years of his administration.**

જુઓ સવાલ ૧૩માનો જવાબ.

**Q. 16 Describ the Home policy of younger Pitt after the French Revolution.**

ફ્રાન્સમાં રાજ્યક્રાંતિ થઈ તેથી કદાચ તેના છાંટા ઈંગ્લંડને પણ ઉડે અને ઈંગ્લંડમાં પણ અણધારી આફત આવી પડે તેથી પિટે આગળથી તેનાં પગલાં લીધાં. રાજ્યક્રાંતિના પડછાયા ઈંગ્લંડમાં પણ તેને જરા જરા માલમ પડ્યાં. આથી વેળાસર ચાંપતા ઉપાયો લેવા જોઈએ કે જેથી આ ચેપી રોગ આગળ વધવા ન પામે એમ તેણે ધાર્યું. તેણે ૧૭૯૩ માં **એલિયન એક્ટ** પસાર કર્યો. આથી પરદેશીઓ પર દેખરેખ રાખવાનું અને વખત આવે બહેડી મુકવાનું સરકારના હાથમાં આવ્યું. આ કાયદો પરદેશીઓ વિરૂધ્ધનો હતો. ઈ. સ. ૧૭૯૪માં **હેબીઅસ કોર્પસ એક્ટ** અમુક વખતને માટે બંધ કર્યો. રાજદ્રોહી પત્રવ્યવહારનું બીલ પસાર કર્યું. રાજકીય સભા તેમજ સંસ્થાઓ સંબંધીનું એક બીલ ૧૭૯૫માં પસાર કર્યું અને તેથી સભાઓ તેમજ સંસ્થાઓ પર અંકુશ મુકાયો. આ વખતે પાર્લામેંટના સુધારાનું બીલ આવેલું પણ "વાવાઝોડા વખતે ઘર સાફ નહિ કરી શકાય." એમ કહી તેની વિરૂદ્ધ નાનો પિટ પડ્યો. આવી રીતે સ્વાતંત્ર્ય અને સુધારાનો પુજારી આ રાજ્યક્રાંતિ પછી આપખુદ અને કડક થયો.

દેશ જ્યારે રાજ્યવિપ્લવને માર્ગે જતો હોય તો શું પિટની ફરજ એ નહિ હતી કે તેણે આ ખોટે માર્ગે જતા દેશને રોકવો ? પિટ કડક અને આપખુદ ભલે થયો પણ તેથી દેશ ભયંકર નુકસાનમાંથી બચી શક્યો. આવી રીતે ઈંગ્લંડમાં પણ ફ્રેન્ચ રાજ્યક્રાંતિની સહેજ અસર થવા પામી તો હતીજ પણ પિટે વખતસર તેનો ઉપાય કર્યો.

**Q. 17 Write what you kncw of Pitt the younger.**

નાનો પિટ ઈ. સ. ૧૭૫૯માં જન્મ્યો હતો. તે વિલિયમ પિટ અર્લ ઓફ ચેથામનો બીજો પુત્ર હતો. તેને કેળવણી સારી રીતે મળેલી. તેના પિતાજી તેનીજ કેળવણી પર ધ્યાન આપતા. પિતાના સ્વભાવના કેટલાક અંશો તેને વારસામાંજ મળેલા. સ્વદેશ પ્રેમ, પ્રમાણિકપણું, વગેરે તેના જીવનમાં ઝટ ઉપર તરી આવતાં જણાતાં. તેણે પોતાના વચનની ખાતર પોતાની પદવીની પણ પરવા કરેલી નહિ. આયર્લાંડના સંયોગ (ઈ. સ. ૧૮૦૧.) વખતે તેણે આયર્લાંડના કેથોલિકોને ધર્મ છૂટ આપવા માટે વચન આપેલું પણ જોર્જ ત્રીજો આડો થયો તેથી પોતાના વચન ખાતર નાના પિટે મુખ્ય પ્રધાનપદનું રાજીનામું આપ્યું હતું.

ઈ. સ. ૧૭૮૦માં લોકસભામાંથી ચૂંટાઈને પિટ આવ્યો હતો. ૨૩ વર્ષની નાનકડી વયમાં, તે પાર્લામેન્ટનો મુખ્ય પ્રધાન બન્યો હતો. પહેલ વહેલો આટલી નાનકડી ઉંમરે વડો પ્રધાન બનનાર પ્રતિભાશાળી પુરૂષ તે નાનો પિટજ. પિટ એક ટોરી પ્રધાન હતો પણ તેના વિચારો જુના ન હતા.

તે શરીરે સુકલકડી તેમજ અતડા સ્વભાવનો હતો. તેનામાં તેના પિતાના જેવી વકૃત્વશક્તિ ન હતી. તોપણ વખત પ્રમાણે તે સારાં ભાષણો આપી શકતો. જ્યારે પહેલ વહેલું તેણે ભાષણ આપ્યું ત્યારે બર્કે કહેલું "બાપ તેવા બેટા". તેનામાં આત્મ શ્રદ્ધા હતી તેમજ ચીવટપણું પણ હતું આથી કરીનેજ તે નેપોલિયન જેવા મહાન યોદ્ધાની સાથે જરા ટક્કર ઝીલી શક્યો. અંતમાં તો તે યુદ્ધ મંત્રી તરીકે નાસી પાસ થયો. આ યુદ્ધ પ્રધાન તરીકેનો ગુણ તેને તેના પિતાનો વારસામાં નહિ મળેલો. તે તો એક શ્રેષ્ઠ ધારાશાસ્ત્રી તરીકે ઇતિહાસને પાને અમર થઈ ગયો છે. આ ઉપરથી તેનામાં મોટા પિટ તેમજ વોલ્પોલના કેટલાક ગુણો માલમ પડે છે.

નાના પિટના સુધારા તેમજ તેની ફ્રેન્ચ રાજ્ય વિપ્લવ વખતની નીતિ માટે જુઓ સવાલ ૧૩ અને ૧૯માના જવાબ.

નાનો પિટ શાંતિપ્રિય હતો. તેથી તેની પરદેશ નીતિ નિષ્ફળ ગઈ. તેની નીતિ શાંતિ સ્થાપી, વેપારની વૃદ્ધિ કરવાની હતી. તે સિવાય બીજી પરદેશ નીતિ માટેના પ્રપંચો તેના મગજમાં સ્થાન લેવા પામતાંજ નહિ.

તેણે ઇંગ્લાંડ તેમજ ફ્રાંસ સાથે વેપારી કરાર કરી મૈત્રી બાંધી. આયર્લેંડ સાથે પણ તેમ કરવા માગતો પણ તેમાં જ્યોર્જ ત્રીજાના જક્કી પણાને લઈને નિષ્ફળ નિવડ્યો. કૅનેડાને સ્વતંત્રતા અપાવી. નેપોલિયન સાથેની લડાઈમાં તેની ચાર સંધીઓ તુટી ગઈ. પ્રશિઆને પૈસા આપવાનું પોતાના પિતાનું ધોરણ માન્ય રાખ્યું પણ ફ્રેડરિક તેની સાથે નહિ ભળ્યો. આખરે પરદેશ ખાતાના પ્રધાન તરીકે નાનો પિટ નિષ્ફળ ગયો. ૧૮૦૬માં તે મૃત્યુ પામ્યો.

નાના પિટે દેશને શાંતિના સમયમાં ઘણું આપ્યું. તેના અમુક સુધારાઓ એમ તેના સમયની પહેલાં નાના પિટના મગજમાં જન્મ લીધો હતો. તેથી નાના પિટના તે સુધારાઓને પ્રજા સમજી શકી નહિ. તેમજ રાજા પણ જુદી સ્વભાવના હોવાને લઈને તેની આડે આવ્યો. જો આ સુધારા પસાર થઈ ગયા હોત તો નાનો પિટ એક અજોડ શાંતિમય પ્રધાન તરીકે ઇંગ્લંડના ઇતિહાસને પાને અંકાઈ ગયો હોત !

**Q. 18 What were the causes of the French Revolution ? What was the opinion of England on that subject ? What steps did England take to get rid of that great danger ?**

અમેરિકાના સ્વાતંત્ર્ય યજ્ઞની પૂર્ણાહુતી થયા ને ફક્ત છ વર્ષોજ થયાં હતાં. ત્યાં તો ફ્રાન્સમાં રાજ્ય ક્રાન્તિના બ્યુગલો ફૂંકાયાં. આ વિપ્લવ થવાના ઘણાં કારણો હતાં. પહેલાંથીજ તેની તૈયારી થઈ રહી હતી. ફક્ત ઘી રેડવાનીજ વાર હતી કે જેથી ઝટ ભડકે બળે. ગરીબ અને મધ્યમ વર્ગના લોકો કરના ભારથી કચડાઈ ગયા જેવાજ થઈ ગયા હતા. જ્યારે અમીર વર્ગ કરમાંથી મુક્ત હતા. પાદરી તેમજ અમીરો મોટી મોટી પદવીઓ લઈ ગરીબને પૈસે મોજ ઉડાવતાં હતા. ગરીબડી પ્રજાને રાજદ્વારી હક્કોમાંથી પણ પર કરવામાં આવી હતી. તેઓને પુરા હક્કો પણ ન હતાં. આપ મુદ રાજ્ય સત્તા અને રાજ્યમાં ચાલતી અંધાધુંધી તેઓને વધારે રંજાડતી. ચાલી આવેલી, જુની સડીગયેલી રૂઢીઓને ફગાવી દેવાને વોલ્ટેર અને રૂસો જેવા સમર્થ ફ્રેન્ચ

લેખકોએ પોતાના લખાણો દ્વારા બળતામાં ઘી હોમ્યું. અમેરિકાના સ્વાતંત્ર્ય યુદ્ધનો ફ્રેન્ચ લોકોએ સ્વાતંત્ર્ય મેળવવા માટે દાખલો લીધો અને તેથી હિંમતથી પોતાના ધ્યેયને માટે આગળ વધ્યા. આખરે જોયું કે વખત આવ્યો છે કારણ રાજા ૧૬મો લુઈ પણ નબળો હતો. અમુક સંજોગોને લીધે રાજા સામો થયો અને લોકો તેથી ક્રોધે ભરાયા. લડાઈ જાહેર કરી અને રાજાને કેદ કર્યો. ચારે તરફ અરાજકતાનું કાળું વાદળ ફરી વળ્યું. આ વિપ્લવમાં રાજાનો વધ પણ કરવામાં આવ્યો. જ્યારે પ્રજા પર ખૂબ જુલ્મ ગુજારવામાં આવે ત્યારે પ્રજાએ શું મૂંગે મોઢે તે સહન કર્યા કરવું ? તે પોતાના જુલ્મી રાજા સામે શું નહિ થઈ શકે ?

પહેલાં નાનો પિટ પણ આ ક્રાંતિની તરફેણમાં હતો. પણ રાજાનો જ્યારે પ્રજાએ વધ કર્યો, ત્યારે તેના વિચારો બદલાયા અને રાજવિપ્લવની વિરુદ્ધ ગયો. ઈંગ્લાંડમાં પણ આવું ભયંકર વાવાઝોડું ન આવે તે માટે ચાંપતાં પગલાં લીધાં. ઈંગ્લાંડમાં વ્હિગ લોકો તો આ સમાચારને શુભ ગણી ખૂબ ખુશ થયા. ફોક્સે આ વિપ્લવને એક અજબ બનાવ તરીકે ગણ્યો છે. જ્યારે બર્કે આને ખોટું અરાજક બંડ ગણી વખોડી કાઢ્યું હતું અને તેના પર એક "ફ્રેન્ચ રાજ્યક્રાન્તિ પર વિચારો" નામનું પુસ્તક પણ લખ્યું છે.

બાકીના જવાબ માટે સવાલ ૧૬માનો જવાબ જુઓ.

## Q. 19 What led to the French Revolution ? State its effects on England.

સવાલના પહેલા ભાગ માટે સવાલ ૧૮માના જવાબનો પહેલો ભાગ જુઓ.

આ ફ્રેન્ચ રાજ્યક્રાન્તિમાંથી ઈંગ્લાંડ છટકી શક્યું નહિ. તેના પર પણ તેની અસર થઈ. ઈંગ્લાંડમાં પણ રાજ્યક્રાન્તિને ચાહનારાઓમાં નવો જુસ્સો આવ્યો. અને તેઓએ ઘણાજ હર્ષથી આ ફ્રેન્ચ રાજ્યક્રાંતિના વખાણ કરવા લાગ્યાં. તેઓ સામાજિક તેમજ રાજકીય સુધારા કરવાને નવા નવા મંડળો ઊભા કરવા માંડ્યા અને જાત જાતનાં ઘણા મંડળો અસ્તિત્વમાં આવ્યાં પણ ખરાં. ફોક્સ અને તેના અનુયાયીઓ રાજ્યક્રાન્તિના રસિયાઓ હતા.

જ્યારે નાનો પિટ. બર્ક તેમજ કવિ વર્ડ્ઝવર્થ રાજ્યક્રાંતિના કટ્ટા દુશ્મનો હતાં. આથી કરીને મુરી બર ફોક્સના ઉદારિયાઓનું કંઈપણ ચાલ્યું નહિ અને બધા સુધારાઓ પડતા મુકાયા. સરકારને આપખુદ બનવું પડ્યું. પરદેશીઓ માટે **એલિયન એક્ટ** પસાર કરવો પડ્યો. ફ્રાન્સ સાથે પત્રવહેવાર કરવામાં કાપ મુકવામાં આવ્યો તેમજ રાજદ્રોહ માટે ઘણાને જેલના મહેમાન થવું પડ્યું. હેબીઅસ કોર્પસ એક્ટ અમુક વખતને માટે તહકુબ રાખ્યો. ટૂંકમાં આ રાજ્યવિપ્લવને લીધે ઇંગ્લાંડમાં સુધારાઓ થતા અટક્યા અને સરકારને કડક થવું પડ્યું.

## Q. 20 Write notes on:—The war of Austrain Succession (2) The Peninsular war.

(૧) **ઓસ્ટ્રિયાના વારસાનું યુદ્ધ:—** ઈ. સ. ૧૭૪૦માં ઓસ્ટ્રિયાનો રાજા છઠ્ઠો ચાર્લ્સ મૃત્યુ પામ્યો. તેને સંતાનમાં ફક્ત એકજ છોકરી હતી. સેલિક કાયદાની રૂએ કોઈપણ સ્ત્રી ગાદીએ આવી શકે નહિ માટે તેણે પોતાની છોકરી મેરીઆ થેરીસાનેજ રાજગાદી મળે એવી ગોઠવણ કરી. આ બાબત પત્રમાં યુરોપના આગેવાન દેશોની સંમતિ લીધી. પણ રાજા છઠ્ઠા ચાર્લ્સના મૃત્યુ પછી બીજા દેશોની દાનત બગડી અને બધાજ ઓસ્ટ્રિયાની વિરૂદ્ધ થયા. બેવેરિયાના રાજાએ સેલિક કાયદો આગળ કરી પોતાનો વિરોધ જાહેર કર્યો. પ્રશિયાના રાજા ફ્રેડરિક એક ડગલું આગળ વધ્યો અને તેણે ઓસ્ટ્રિયાના સાઈલેશિયા પ્રાંત પર હલ્લો કરી તેને પોતાનો બનાવ્યો. ફ્રાન્સ અને સ્પેન પણ આવી રીતે પ્રશિયાની નીતિના ઉમેદવાર બન્યા. આખરે આ કારણોએ લડાઈને જન્મ આપ્યો.

સત્તાતુલા—**Balance of power** રાખવા ઇંગ્લંડે ઓસ્ટ્રિયાને આ લડાઈમાં સાથ આપ્યો. બીજું પણ કારણ એ હતું કે કદાચ પ્રશિયાનો હેનોવરને ભય હતો. આથી ઇંગ્લંડ અને તેના સંસ્થાનો ભયમાં આવી પડ્યાં. ઇંગ્લાંડે આથી મેરિયાને મદદ કરી. આવી રીતે એક તરફ ફ્રાન્સ, સ્પેન, સાર્ડિનિયા તેમજ પ્રશિયા અને બીજી તરફ મેરિયા અને ઇંગ્લાંડ હતાં. યુદ્ધના અંતમાં મેરિયા થેરિસાનો વિજય થયો. યુદ્ધનો અંત ઈ. સ.

૧૭૪૮માં **એલાશાપેલની સંધિથી** આવ્યો. આ સંધિની રૂએ મેરિયા ઓસ્ટ્રિયાની રાણી બની. અને તેને ઇંગ્લંડના આગ્રહથી ફ્રેડરિકને પોતાનો સાઇલેશિઆ પ્રાંત આપવો પડયો. હેનોવર વંશને ઇંગ્લંડના રાજાઓ તરીકે સ્વિકારવો પડયો. તેમજ સ્ટુઅર્ટ વંશના રાજાને ફ્રાન્સમાંથી હાંકી મૂકવામાં આવ્યો. તેમજ તેના વંશને પણ ફ્રાન્સે રક્ષણ ન આપવું એમ ઠર્યું.

(૨) **દ્રીપ કલ્પિય યુદ્ધ:**—આ યુદ્ધ ઇ. સ. ૧૭૦૮માં થયું. મહાન નેપોલિયને બર્લિન શહેરમાંથી એક ફરમાન જાહેર કર્યું હતું. તે બર્લિનનું ફરમાન નામે ઇતિહાસમાં જાણીતું છે. આ ફરમાનને માનનારાઓએ ઇંગ્લાંડનો માલ પોતાના બંદરે આવવા દેવો જોઇએ નહિ તેમજ અંગ્રેજ વેપારીઓનો આવેલો માલ જપ્ત કરવો. જ્યાં ત્યાં બ્રિટીશ માલનો બહિષ્કાર કરવો. આ પ્રમાણે આ ફરમાનનો હુકમ પાળવાનો પોર્ટુગલે ના પાડી. આથી નેપોલિયને સ્પેનની મદદ લઇ પોર્ટુગલને હરાવ્યું. ત્યાર પછી સ્પેનમાં પણ તેના રાજા અને તે રાજાના પુત્ર બંને વચ્ચે ટંટો કરાવ્યો અને સ્પેન પણ પોતે પડાવી લઇ પોતાના ભાઇને ત્યાં સુબા તરીકે મૂક્યો. આથી સ્પેનની પ્રજા ચીડાઇ અને નેપોલિયનની સામે થઇ. આ તકનો લાભ ઇંગ્લાંડે જવા નહિ દીધો. તેણે પોર્ટુગલ, સ્પેનને પોતાના પક્ષમાં લઇ લીધાં. આ ત્રણ ત્રિપુટીએ નેપોલિયન સામે લડાઇના મોરચા માંડયા. આ લડાઇ દ્રીપ કલ્પિય યુદ્ધ તરીકે ઓળખાય છે. આર્થર વેલેસ્લી લશ્કર લઇ નેપોલિયનની સામે ગયો અને ૧૮૦૯માં તેણે નેપોલિયનને હરાવ્યો. અહીંથી નેપોલિયનની હારના મંડાણ મંડાયા. રશિયામાં પણ તે હાર્યો. આ હારની શરૂઆત આ દ્રિપકલ્પિ યુદ્ધથી થઇ માટે આ લડાઇ ઇતિહાસમાં અગત્યની કહેવાય છે.

**Q. 21 Discribe the circumstances which led to the Union of 1800. Why did the Union fail in the end ?**

આયર્લેન્ડ ઇંગ્લંડના હાથમાં આવ્યા પછી ઘણા અંગ્રેજ પ્રોટેસ્ટંટ લોકો ત્યાં રહેવા ગયા હતા. ખરૂ જોતાં આયર્લેંડમાં કેથોલીક લોકોનો વસ-

વાર હતો. હવેથી આ કેથોલીક અને પ્રોટેસ્ટંટ બંને વચ્ચે હરેકના મનમાં ઈર્ષાની લાગણી ઉદ્ભવતી. કેથોલીકોને પ્રોટેસ્ટંટ ઘણું દુઃખ દેતા. તેઓને ગુલામ જેવા ગણતા. આ પ્રોટેસ્ટંટ લોકોના હાથમાં આયર્લૅંડની ઘણી જમીન હતી તેથી કેથોલિકોને તેઓ મનફાવે તેમ કનડતા.

આ સિવાય કેથોલીકો પર બીજાં ઘણાં બંધનો હતાં. તેઓ ગુલામીની બેડીમાં સખત રીતે જકડાયલા હતાં. પ્રોટેસ્ટંટ લોકો તેઓ પાસે પોતાના પ્રોટેસ્ટંટ ધર્મને માટે પણ આકરા કરો લેતા. આયરિશ કેથોલીકોને ઘણો અન્યાય સહન કરવો પડતો. તેઓને મત આપવાનો પણ હક્ક ન હતો. તેમને પોતાનો પાર્લામેંટમાં પ્રતિનિધિ મોકલવાનો પણ હક્ક ન હતો. આયરિશ લોકોને સરકારી જગ્યા પણ ન મળતી. તેમને જમીન ખરીદવાનો પણ અધિકાર ન હતો. લશ્કરમાં તેમજ વિશ્વવિદ્યાલયોમાં પણ તેઓને દાખલ થવા નહિ દેવામાં આવતા. તેઓથી હથિયાર પણ નહિ રાખી શકાતાં.

આયરિશ પાર્લામેંટમાં ફક્ત પ્રોટેસ્ટંટ લોકોનોજ સમાવેશ થતો હોવાથી તેઓ કેથોલીક માટે કડક કાયદા પસાર કરતા. વળી આયરિશ પાર્લામેંટ પણ ઇંગ્લંડની પાર્લામેંટનું એક અંગ ગણાતી. તેથી તે પણ સ્વતંત્ર ન હતી. આથી ઇંગ્લંડની પાર્લામેંટ પોતાનું હિત જોઈનેજ આયર્લૅંડને ઘડતું. ઇંગ્લંડની પાર્લામેંટ બધાં કાયદા પસાર કરતી અને આયર્લૅંડને તે માનવાજ પડતા. કારણ કે ઈ. સ. ૧૪૯૪ના **પોયનિંગ્સના કાયદાથી** આયર્લૅંડની પાર્લામેંટ એક જીવ વગરના પૂતળાની જેમ બની ગઈ હતી.

આયર્લૅંડને પણ **નેવિગેશન કાયદો** લાગુ પડ્યો હતો. આયર્લૅંડથી પોતાનો માલ ઇંગ્લંડ સિવાય બીજા કોઈ દેશને આપી શકતો નહિ. ઇંગ્લાંડને પહેલા કર આપ્યા પછીજ બીજે મોકલી શકાતો. આવી રીતે ચારે બાજુએથી આયર્લૅંડને ઇંગ્લંડે બાંધી લીધું હતું.

આવી રીતે જ્યારે આયર્લૅંડ ઇંગ્લાંડના હાથમાં જકડાયું હતું તે અરસામાં અમેરિકામાં યુદ્ધ શરૂ થયું. આથી ફ્રાંસના ભયને લીધે આયર્લૅંડે પોતાના રક્ષણ માટે સ્વયંસેવકોની ટુકડીઓ ઉભી કરવા માંડી. ઇંગ્લંડ પણ આવી

આયર્લાંડની જાગૃતિથી ખુશ થયું કારણ કે તે પોતાનું તેમાં હિત જોતું હતું. કદાચ તે વખત આવે કામ લાગે; આથી ઇંગ્લંડે આયર્લાંડની આ જાગૃતિ સામે આંખ આડા કાન કર્યાં. પરંતુ ઇંગ્લાંડના કટોકટીના સમયે આયરિશ નેતા **ગ્રેટને** સમય પારખી ઇંગ્લંડની સામેજ જોસભેર ચળવળ ઉપાડી. આથી ઇંગ્લાંડને કંઈક છૂટ આયર્લાંડને આપવાની ફરજ પડી. ઇંગ્લંડે **પોઇ-નીંગનો કાયદો** રદ કર્યો. તેમજ આયરિશ પાર્લામેન્ટને સ્વતંત્ર બનાવી વેપારી અંકુશો પણ દૂર કરવા પડ્યાં.

ગ્રેટનના કરાવેલા ઉપલા સુધારાથી લોકોને હજુ સંતોષ થયો ન હતો. કારણ પ્રોટેસ્ટંટના હાથમાંથી તો આયરિશ કેથોલિકોને કંઈપણ મળ્યું ન હતું. એવામાં ફ્રાન્સમાં રાજ્યવિપ્લવ થયો અને વળી પાછું આયર્લાંડમાં વધુ જોર આવ્યું. આયરિશ લોકોએ **"યુનાઇટેડ આયરિશ મેન"** નામનું મંડળ ઉભું કર્યું. આ મંડળે આયર્લાંડમાં ઘણી જોરમાં ચળવળ ચલાવી. આ વખતના પ્રધાન નાના પિટે સમયને અનુસરી પોતાનું વર્તન પાડી આયરિશ પાર્લામેંટમાં આયરિશ કેથોલિકને મત આપવાનો અધિકાર અપાવ્યો. પણ આયરિશ કેથોલિકોને તો પોતાના પાર્લામેંટમાં અવાજ જોઇતો હતો. તે લોકોને આયરિશ પાર્લામેંટમાં પોતાની બેઠકો જોઇતી હતી. આથી વધુ મામલો ગંભીર થવા લાગ્યો. બંડો પણ થયાં. આથી પિટને કંઈ પણ ઉપાય કરવાની ફરજ પડી. નાના પિટે આયર્લાંડ અને ઇંગ્લાંડની પાર્લામેંટોનું જોડાણ, એજ એક માર્ગ, આ સંકટ દૂર કરવાનો લીધો. તેથી આયરિશ પ્રોટેસ્ટંટ આડા પડ્યાં પણ પિટે લાંચ આપી તેઓને પોતાની બાજુએ લઈ લીધાં. આથી ઇ.સ. ૧૮૦૦માં **આયરિશ જોડાણનો કાયદો** પસાર થયો.

આ કાયદાની રૂએ આયરિશ પાર્લામેન્ટ રદ કરવામાં આવી. અને ગ્રેટ-બ્રિટનની પાર્લામેંટ સાથે જોડી દીધી. આયર્લાંડના ૩૨ સભાસદો ઉમરાવ સભામાં અને ૧૦૦ સભ્યો આમ સભામાં લેવાનું ઠર્યું. બન્ને દેશો વચ્ચેનો વેપાર ખુલ્લા વેપારના તત્વો પર ઠેરવાયો. આયર્લાંડનું દેવળ અને લશ્કર ઇંગ્લાંડ સાથે જોડાયાં. તેમજ દરેક કાયદા, અદાલતો તેમજ કારોબારી વ્યવ-સ્થા પોત પોતાની પાસેજ રાખી.

આથી સહેજે જોઈ શકાશે કે આયર્લાંડનો પ્રશ્ન હમેશને માટે કંઈ ઉકેલાઈ ગયો ન હતો. તેનું કારણ હતું. પિટે આયરિશ કેથોલીકોને તેમના બંધનોમાંથી છુટા કરવાનું વચન આપ્યું હતું પણ તે તેનાથી પાળી શકાયું નહિ. ઉક્ત જ્યોર્જના જક્કીપણાને લીધે નાના પિટને પોતાના વચનને માટે આપવું પડ્યું અને આયર્લાંડનો પ્રશ્ન રાજીનામું અધુરોજ રહ્યો.

આયર્લાંડને ઘણું આપી દીધું એમ ઇંગ્લાંડને લાગ્યું પણ આયરિશ કેથોલીકોને તો કંઈપણ મળ્યું ન હતું. તેઓની જમીનના તેમજ બીજા બંધનોનો પ્રશ્ન અણઉકેલ્યોજ (આ જોડાણથી) રહ્યો. આયર્લાંડનો અગ્નિ શાંત નહિ પડ્યો પણ અંદરને અંદર મોટી દાવાનળ માટે ધીરે ધીરે ધુંધવાવા લાગ્યો.

**Q. 22 What was Pitt's policy towards Ireland and how far did he succeed in pacifying that country?** જુઓ સવાલ ૨૧માંની હકીકત.

**Q. 23 Write short life-sketches of:—(1) Burke (2) Fox (3) William Wilberforce.**

(૧) **બર્ક**:—ઇંગ્લાંડનો આ અજોડ વક્તા અઢારમી સદીમાં ડબ્લિનમાં જન્મ્યો હતો. મેકોલેએ તેને માટે લખ્યું છે. "બર્કના જેવો કોઈ વક્તા છે નહિ અને થશે પણ નહિ." તે વ્હીગ પક્ષનો હતો છતાં પણ કેટલીક વાર તેનામાં ટોરી લોકના વિચારોની છાયા જણાઈ આવતી. તેને નાનપણમાં વાંચવાનો કટાળો હતો. તે ડબ્લિન વિશ્વવિદ્યાલયનો પદવી ધર બન્યો; ત્યાર પછી તે એક શ્રેષ્ઠ લેખક તેમજ અજબ ટીકાકારની ખ્યાતિ પામ્યો. રોકિંગહેમના ખાનગી ચિટનીસની તેને ૧૭૬૫માં જગા મળી અને ૧૭૬૬માં તે પાર્લામેન્ટમાં ચુંટાઈને આવ્યો. આ વખતે ચાલતા અમેરિકન યુદ્ધનો તે કટ્ટો દુશ્મન હતો. તે મોટા પિટના વિચારનો હતો. આથી ઉક્ત જ્યોર્જનો તે અળખામણો બન્યો. આથી કરીને ફોક્સની બીલ વખતના તેની મહેનત

પાણીમાં ગઈ. તે વોરનહેસ્ટીંગ્સના પર કામ ચલાવનારાઓમાં પહેલો હતો. તે પણ ફ્રેન્ચ રાજવિપ્લવનો કટ્ટો દુશ્મન હતો. તેના વિરોધ માટે તેણે એક પુસ્તક પણ લખ્યું છે. આ પુસ્તક "ફ્રેન્ચ રાજ્યક્રાન્તિ પર વિચારો" ઘણુંજ પ્રખ્યાત છે. તેણે એક પાર્લામેન્ટના સુધારાનું બીલ પણ મૂકેલું પણ નિષ્ફળ ગયલું. તે એક વિચારક તરીકે ઇંગ્લંડના ઇતિહાસમાં જાણીતો છે. તેણે પાર્લામેંટમાંથી નિવૃત્તિ મેળવી અને ખાનગી જીવન ગુજારવા માંડ્યું ઇંગ્લાંડના ઇતિહાસમાં તે એક અજોડ વક્તા, મહાન વિચારક, મુત્સદ્દી તેમજ એક સારા કવિ તરીકે અમર થઈ ગયો છે.

(૨) **ફોક્સઃ**—ઈ. સ. ૧૭૪૯માં તે જન્મ્યો હતો. તે એક સારો વક્તા તેમજ રાજનીતિજ્ઞ હતો. તેનામાં અમુક દુર્ગુણો પણ હતા. તે ઉડાઉ હતો. તેમજ જુગારનો અજબ રસિયો હતો. તે મહાન પ્રશ્નોને માટે લડતો પણ કમનસીબે તેમાં તેને યશ નહિ મળતો. જ્યોર્જની અમેરિકન સંસ્થાનો તરફની નીતિનો તે કટ્ટો વિરોધી હતો. ઈ. સ. ૧૭૮૩માં નોર્થની સાથે સંયુક્ત પ્રધાન મંડળ બનાવીને તેણે કામ કર્યું. પણ આખરે તે સફળ થયો નહિ. હિંદનો રાજ્યઅમલ સુધારવાને તેણે એક બીલ મૂક્યું; પણ અમીરોએ તેને ફેંકી દીધું. તેણે ફ્રાન્સની રાજક્રાન્તિને વધાવી લીધી. તેનો તે અજબ પુજારી બન્યો. આથી તે નાના પિટ તેમજ બર્ક અને તે રાજ્ય ક્રાન્તિના વિરોધીઓના મનથી ઉતરી ગયો. તેની બર્કની સાથેની દોસ્તી ભાંગી પડી. તેનું ખાનગી જીવન કલંકિત હતું. તે ૧૮૦૬માં મૃત્યુ પામ્યો. તે ઇતિહાસમાં ફ્રેન્ચ રાજ્યક્રાન્તિના પુજારી તરીકે વધુ પ્રખ્યાત છે, નહિ કે તેના બીજા કામોને માટે.

(૩) **વિલિયમ વિલ્બરફોર્સઃ**—આ ગુલામના વેપારના શત્રુનો જન્મ ઈ. સ. ૧૭૫૯માં થયો હતો. તેની જીંદગીનું ધ્યેય ગુલામગીરીનો અંત લાવવાનું હતું. **ગુલામોની મુક્તિ** આજ વિચાર તેના મગજમાં હમેશ નાનપણથી રમ્યાજ કરતો. નાના પિટનો તે એક મિત્ર હતો. અને આ મહાન કાર્યને માટે તેણે તેને પ્રેરણા આપી. નાના પિટે આ સંબંધી ખરડો પાર્લામેંટમાં મૂક્યો પણ તે લોકોએ પાછો ઠેલ્યો. વિલ્બરફોર્સે વધુ ચળવળ ચલાવી, પોતાના

કાર્યને માટે ગુલામીના વેપાર નાશક મંડળ સ્થાપ્યું. તેણે જ્યારે બધા સુધારાઓ પર બંધન મૂક્યાં તે વખતે પણ તેણે પોતાની ધૂન ચાલુ રાખેલી. ફ્રેન્ચ રાજ્યક્રાન્તિ વખતે.

તેની આ ચળવળનું પરિણામ છેક ઈ. સ. ૧૮૦૭ માં આવ્યું. પાર્લામેન્ટે ગુલામીના વેપાર પર પણ બંધન મૂક્યું. પણ અગાઉ રખાયેલા ગુલામોને મુક્તિ નહિ મળી. આથી તે વધુ નાખુશ થયો. તેને તો આખી ગુલામગીરીનેજ નાબુદ કરાવવી હતી. આખરે ઈ. સ. ૧૮૩૩માં તેની જીંદગીના અંત વખતમાંજ તે કાયદો પસાર થયો અને સર્વ ગુલામોને ગુલામીની બેડીમાંથી મુક્ત કર્યા. આ શુભ સમાચાર સાંભળવાને તે ભાગ્યશાળી ન બન્યો. ખરું જોતાં તેનું મૃત્યુ નથી થયું. ગુલામીના વેપાર તેમજ ગુલામગીરીનું મૃત્યુ થયું છે. તે હજી જીવંત છે. તેણે ગુલામોના તારણહાર તરીકે જન્મ લઈ પોતાનું ધ્યેય પાર પાડ્યું. ઈતિહાસમાં વિલ્બરફોર્સ ગુલામોના તારણહાર તરીકે અમર થઈ ગયો છે. હંમેશાંને માટે વિલ્બરફોર્સનું નામ અમાનુષી ગુલામીના વેપારના વિરોધી અને તે વેપારને જડમૂળથી નાશ કરાવનાર એક દયાળુ નર તરીકે સુવર્ણ અક્ષરે કોતરાયેલું રહેશે.

## Q. 24 Write short notes on:-The Battle of Trafalgar (2) The Battle of Waterloo.

(૧) **ટ્રફાલગરનું યુદ્ધ:—** આમીન્સની સંધિથી ટ્રફાલ્ગરના યુદ્ધને માટે નેપોલિયનને લશ્કરી તૈયારી કરવાનો વખત મળ્યો એમ કહીએ તો ખોટું ન કહેવાય. આમીન્સની સંધિને બે વર્ષ થયાં ત્યાં તો પાછી મહાન નેપોલિયનની લડાઈને માટે રણગર્જના સંભળાઈ. નેપોલિયનને તો ઈંગ્લંડ જીતવું હતું. તેણે જાણી લીધું કે દરિયાઈ બળ વધારવું જોઈએ, આથી તેણે દરિયાઈ બળ પોતાનું વધાર્યું અને ઈંગ્લાંડને સામે પડવાને લાગ લગાવી. નેપોલિયન સ્પેન સાથે જોડાયો. પોતાના નૌકા સૈન્યના બે ભાગ પાડ્યા. એક ભાગ વેસ્ટઈન્ડિઝ તરફ ઈંગ્લીશ ચેનલમાંના અંગ્રેજ નૌકા સૈન્યને પોતાની તરફ ખેંચવા મોકલ્યું બીજા ભાગથી ઈંગ્લીશ ચેનલમાં ત્યાર પછી

હુમલો કર્યો. નેપોલિયનની ધારણા ખરી પડી. નેલ્સન નેપોલિયનના ૧ લા ભાગ તરફ દોડયો. આથી નેપોલિયનની જાળમાં તે સપડાયો. પણ નસીબના બળીઆ હોવાથી તેના હાથમાં નેપોલિયનનું લશ્કર ન પકડાયું. નેપોલિયનની બાજી નેલ્સન સમજી ગયો. અને ટ્રફાલ્ગર પાસે ફ્રાન્સ અને સ્પેનના લશ્કરને તે મળ્યો. આ યુદ્ધમાં નેલ્સન ઘવાયો પણ નેપોલિયનને હાર મળી. હંમેશને માટે નેપોલિયનના નૌકા બળનો ભુક્કો નીકળી ગયો. અને ઈ. સ. ૧૮૦૫ ના આ ટ્રફાલ્ગરના યુદ્ધથી ઈંગ્લાંડનું નૌકાબળ અજેય બન્યું.

(૨) **વોટર્લુનું યુદ્ધ:**—આ યુદ્ધ ઈ. સ. ૧૮૧૫માં થયું. આ યુદ્ધથી આખા યુરોપનો ઇતિહાસ ફેરવાઈ ગયો. ઈ. સ. ૧૮૧૫માં એલ્બા ટાપુમાંથી ફરી બનેલા મહાન નેપોલિયન નાઠા અને ઘણા થોડા વખતમાં વળી ફ્રાન્સનો નેતા બની ઈંગ્લાંડની સામે થયો. આ વખતે આ ભયંકર લડાઈનો છેડોજ લાવવાનો ઈંગ્લાંડનો વિચાર હતો. પ્રશિયાની મદદ લઈ ઈંગ્લાંડે વેલિંગ્ટનને ફરી નેપોલિયનની સામે મોકલ્યો. પણ નેપોલિયને એક બાજી ગોઠવી હતી. આ બાજી પ્રમાણે ઈંગ્લાંડના સેનાપતિ વેલિંગ્ટનને પ્રશિયા સાથે મેળાપ થવા દેવા નહિ એમ હતું. આ પ્રમાણે નેપોલિયને લડાઈ શરૂ કરી. પણ કમનસીબે નેપોલિયનની બાજી ઉંધી વળી ગઈ. વખતસર પ્રશિયા વેલિંગ્ટનની મદદે આવી પહોંચ્યું. અહીં ખરું જોતાં ફક્ત પ્રશિયાના સેનાપતિ બ્લુચરની મદદથીજ વેલિંગ્ટનને જય મળ્યો. નેપોલિયન હાર્યો. તેને પકડી સેંટ હેલિનાના ટાપુમાં કેદ કરવામાં આવ્યો. તે ત્યાંજ મૃત્યુ પામ્યો. આ યુદ્ધના વિજયથી ઈંગ્લાંડની કિર્તિ વધી. ઈંગ્લાંડના ઇતિહાસમાં આ યુદ્ધ ઘણું મહત્વનું ગણાય છે.

**Q. 25 Write briefly on:—(1) Duke of Wellington (2) Nelson (3) Napoleon.**

(૧) **ડ્યૂક ઓવ વેલિંગ્ટન:**—વોટર્લુના યુદ્ધના વિજેતાનો જન્મ સને ૧૭૬૯માં થયો હતો. નેધર્લાંડ અને વેસ્ટ ઇન્ડિઝમાં પ્રખ્યાતિ મેળવેલા આ વીરને ૧૭૯૬માં હિંદમાં સેનાપતિ બનાવ્યો. અહીં તેણે ઘણા વિજયો મેળવી યુદ્ધનો એક નામીચો કુશળ સેનાપતિ બન્યો. ઈંગ્લાંડ પાછા ગયા પછી તેણે

ઈ. સ. ૧૮૦૮માં **દ્રીપકલ્પિય** યુદ્ધમાં મહાન નેપોલિયનને હરાવ્યો. આ યુદ્ધની સેવાની કદર કરી પાર્લામેંટે તેને પાંચ લાખ પૌંડ બક્ષિસ આપ્યા અને ડ્યૂકની પદવી આપી. ત્યાર પછી આ વિજેતાને છેલ્લી લડાઈ લડવાનું અને મહાન નેપોલિયનને હરાવવાનું નસીબમાં લખ્યા પ્રમાણે ઈ. સ. ૧૮૧૫માં બહાર પડવું પડ્યું. વૉટર્લુની લડાઈમાં પ્રશિયન સેનાપતિની મદદથી તેણે નેપોલિયનને હરાવ્યો. આજ વીરે આ ભયંકર રણયજ્ઞની પુર્ણાહુતી કરી. તે માટે એક શૂરા લડવૈયા તરીકેનું માન ખાટી જાય છે. આ લડાઈના વિજયના બદલામાં ઈંગ્લંડે તેને ઘણું આપ્યું.

વેલિંગ્ટન, રણસંગ્રામમાંથી છૂટો થઈ રાજરાકણમાં પડ્યો. તે કૉન્ઝર્વેટિવ પક્ષનો હતો. તેણે પ્રધાન મંડળમાં રહી સારું કામ કર્યું. તે ઈ. સ. ૧૮૨૮ માં વડો મંત્રી બન્યો. તેને પાર્લામેન્ટની સુધારણા તેમજ રોમન કેથોલિક પરના રાજકિય બંધનો કાઢી નાંખવાનો વિચાર ન હતો. પણ ૧૮૨૮માં થયલી આયર્લાંડની ચળવળને લીધે કમને તેને **ટેસ્ટ એક્ટ, કોર્પોરેશન એક્ટ** રદ કરવા પડ્યાં. અને બીજાજ વર્ષમાં **કેથોલીક ઈમેન્સિપેશનનું** બીલ પસાર કર્યું. તેણે પાર્લામેંટના સુધારાનો ઈ. સ. ૧૮૩૨માં જબરો વિરોધ કર્યો. પણ લોક મતને નમી જઈ તે આઘો રહ્યો. અને તે બીલ પસાર થયું. એક મુસદ્દી તરીકે તે જરા નિષ્ફળ નીવડ્યો હતો પણ એક સેનાપતિ તરીકે સફળ નીવડ્યો હતો. તે ૧૮૫૨માં મૃત્યુ પામ્યો. ઈતિહાસમાં પણ તે એક મુત્સદ્દી કરતાં સેનાપતિ તરીકે વધુ પ્રખ્યાત છે.

(૨) **નેલ્સનઃ—** ઈંગ્લંડના ઈતિહાસમાં સમુદ્ર બળના એક શૂરા સૈનિક તરીકે જાણીતો બનેલો આ વીર ઈ. સ. ૧૭૫૮માં જન્મ્યો હતો. તે સમુદ્રની લડાઈમાં પ્રખ્યાત હતો. ધીરે ધીરે તેની શક્તિના બળે તેણે નૌકાસૈન્યના સેનાપતિનું પદ મેળવ્યું. તેના વખતમાં આખા યુરોપને હંફાવનાર નેપોલિયન હતો અને તેની સામા આ નેલ્સનને આવવું પડ્યું. તે તેનાથી પાછો ન હઠ્યો. શુરો નેલ્સન આ નેપોલિયનની જાળમાં ટ્રફાલ્ગરના યુધ્ધ વખતે સપડાયો પણ નસીબનો બળીઓ હોવાથી છટકી ગયો. આ વખતે તેના જરા લડવામાં હાંજા ગગડી ગયલા પણ હિંમત રાખી રણ ગર્જના કરી,

" અત્યારે ઇંગ્લાંડ આશા રાખે છે કે દરેક જણુ પોતાની ફરજ બજાવે." થયું પણ તેમજ. નેલ્સન પોતે પોતાની ફરજ બજાવતાં, ક્વિબેકના યુદ્ધના વિજયી વુલ્ફની જેમ, લડાઇમાંજ મૃત્યુ પામ્યો. નેલ્સને ઇંગ્લંડે ખોયો. પણ ઇંગ્લાંડની દરિયાઇ યુદ્ધમાં મેળવેલી કીર્તિ ન ખોઇ. તેના નૌકાસૈન્યે નેપોલિયનના નૌકાસૈન્યને હમેશ માટે નાશ કર્યું અને એકવાર ફરીથી પોતાનીજ દરિયાઇ યુદ્ધમાં શ્રેષ્ઠતા સાબીત કરી આપી. ઇતિહાસને પાને નેલ્સન શ્રેષ્ઠ નૌકાસેના-પતિઓમાંનો એક અંકાઇ ગયો છે.

(૬) **નેપોલિયન:–** તેનો જન્મ સને ૧૭૬૯માં કોર્સિકામાં થયો હતો- તે સૈનિકથી સમ્રાટ પદે શિવાજીની માફક પહોંચ્યો હતો. તે એક મહત્વાકાંક્ષી યોદ્ધો હતો. તેને આખા દુનીયાની પોતાની બનાવવાની મોટી ઉમેદ હતી. તે માટે તે બહુ આથડ્યો. મોટી મોટી પહેલાં છત મેળવી લગભગ પોણું યુરોપ પોતે મેળવ્યું. બાકી રહેલું ઇંગ્લાંડ મેળવવા માટે તેણે મોટું નૌકાબળ ભેગું કર્યું અને પછી કહ્યું " મારા હાથમાં જો ફક્ત ૬ કલાક ઇંગ્લીશ ચેનલ આવે તો આખી દુનિયા મારી થશે." આવી તયારી જોઇને ઇંગ્લાંડના હોંજ ગગડવા લાગ્યા. આખું યુરોપ ધ્રુજવા લાગ્યું. બરોબર નેપોલિયનના નામ માત્રથીજ યુરોપ બ્હીતું. ટ્રફાલ્ગરના યુદ્ધમાંથી તેની હારના મંડાણ મંડાયા. અને લીપઝીગ યુદ્ધમાં તે કેદ પકડાયો પણ તે ત્યાંથી પણ નાસી ગયો. ઔરંગઝેબના હાથમાંથી શિવાજી નાસી છુટેલો તેમ પાછો નેપોલિયન ફ્રાન્સનો સમ્રાટ થઇ ઇંગ્લાંડની સામો થયો. વોટર્લુના યુદ્ધે તેને હમેશને માટે કેદી બનાવ્યો અને ૧૭૦૬માં તે મૃત્યુ પામ્યો.

ઇતિહાસમાં નેપોલિયન, એલેકઝાંડર, શિવાજી એ ત્રણુ એક કોટીના મહત્વકાંક્ષી નર રત્નો મનાય છે એમ કહું એ તો ખોટું તો નજ કહેવાય.

**Q. 26. Wrile notes on:-(1) Peerage Bill. (2) Excise Scheme. (3) The Patriot King. (4) Kings Friends. (5) Boy Potriots. (6) The Septennial Act.**

(૧) **અમીરોનો કાયદો:–** જ્યોર્જ ૧ લા ના વખતમાં વ્હિગ લોકોએ

પોતાની સત્તા જાળવી રાખવા આ કાયદો મૂક્યો હતો. આ કાયદાથી રાજા અમીર સભામાં વધુમાં વધુ ૬ અમીરો નીમી શકે. આથી રાજાની સત્તા પર કાપ મૂકાયો. પહેલાં રાજા ગમે તેટલાં અમીરો નીમી શકતો. રાજાની સાથે આમ સભાની સત્તા પર પણ મોટો કાપ હતો. અને ઉમરાવોની સત્તામાં વધારો હતો. આથી વોલ્પોલે આ બીલનો સખત વિરોધ કર્યો અને આખરે આ કાયદો પસાર થયો નહિ.

(૨) **વેચાણ વેરાની યોજના:**—પરદેશથી તમાકુ અને દારૂ ઇંગ્લાંડમાં આવતાં. આના ઉપર જકાત નાંખવાથી દાણચોરી થતી. દેશી માલને લાભ નહિ મળતો અને વેપારીઓ ખોટમાં જતા. આથી વેપારની વૃદ્ધિ કરવા વોલ્પોલે એક માર્ગ શોધ્યો. તે માર્ગની રૂએ જ્યારે દેશમાં માલ આવે ત્યારે જકાત નહિ લેવી પણ વેપારીઓ તે વેચે ત્યારે લેવી. આથી દાણચોરીનો પણ નાશ થાય અને વેપાર પણ વધે. આ બીલની રૂએ વેપારીઓની તપાસ કરવાને સરકારી માણસો રોકવા પણ વોલ્પોલના વિરોધીઓએ વેપારીઓને ખોટું સમજાવ્યું, કે આ આ કાયદાથી તો તમારી સ્વતંત્રતા પર બંધન પડશે. વેપારીઓએ વિરોધ કર્યો અને વોલ્પોલની આ યોજના સફળ થઈ નહિ.

(૩) **પેટ્રીઓટ કીંગ:**— જુઓ સવાલ ૧૧ મો.

(૪) **રાજાના ગોઠિયાઓ:**—જુઓ સવાલ ૧૧ મો

(૫) **રાષ્ટ્રપ્રેમી નવયુવકો (The Boy Patriots):**—વોલ્પોલના વખતમાં આ યુવકોનો એક પક્ષ હતો. આ પક્ષનાનેતા મોટો પિટ હતા. આ લોકો વોલ્પોલની દમ વગરની પરદેશ નીતિની ઝાટકણી કાઢતા. તેમજ તેની લાંચરૂશ્વત માટે પણ ઉહાપો કરતા. દરેક બાબતમાં આ પક્ષ વોલ્પોલનો સખત વિરોધ કરતો. વોલ્પોલ પણ આ યુવાન રાષ્ટ્રપ્રેમીઓથી કંટાળ્યો. અને તેઓને તિરસ્કારથી છોકરવાદ (Boy Patriots) ને નામે સંબોધતો.

(૬) **સાત વર્ષનો કાયદો:**— વ્હિગ પક્ષને જેકોબાઇટ તેમજ ટોરી પક્ષનો ભય લાગતો. આથી ૧લા જ્યોર્જના વખતમાં આવતાંની સાથેજ

જ્યારે પાર્લામેંટની મુદ્દત ખતમ થવા આવી હતી ત્યારે આ સાત વર્ષનો કાયદો ૧૭૧૬માં પસાર કર્યો. આથી પાર્લામેંટની મુદ્દત ત્રણ વર્ષને બદલે સાત વર્ષની થઈ, અને વ્હિગો પોતાનું કામ સારી રીતે પાર પાડી શક્યા.

**Q. 27 Write briefly on:–(1) Berlin Decrees and Orders in Conncil (2) Coalition Ministy.**

(૧) **બર્લિનડિક્રી અને ઑર્ડર્સ ઈન કાઉન્સીલ:**–ઈંગ્લાંડને હરાવવા માટે મહાન નેપોલિયને એક યુક્તિ શોધી કાઢી. આ યુક્તિ પ્રમાણે તેનો વિચાર ઈંગ્લાંડનો વેપાર મારી નાંખવાનો હતો. આથી બર્લિન શહેરથી તેણે એક ફરમાન જાહેર કર્યું. "ફ્રાન્સના રક્ષિત રાજ્યોએ જ્યાં ઈંગ્લાંડનો માલ મળે ત્યાં જપ્ત કરવો. તેમજ ફ્રાન્સ અને તેના મિત્ર રાજ્યોએ ઈંગ્લાંડ કે તેના સંસ્થાનોના વહાણોને આશ્રય આપવો નહિ. તેમજ દરેક અંગ્રેજને જ્યાં જુઓ ત્યાં કેદ કરવો. આ ફરમાનના વિરોધીઓ ફ્રાન્સના શત્રુ ગણાશે." આ ફરમાનથી નેપોલિયનનું ધારવું હતું કે ઈંગ્લંડ અકળું પડશે અને તે ફ્રાન્સને શરણે નીચું નમી આવશે. ઈંગ્લાંડે પણ ફ્રાન્સને તેવોજ જવાબ આપ્યો. ઈંગ્લંડે **ઑર્ડર્સ ઈન કાઉન્સીલ** બહાર પાડયું. "આ ફરમાનની રૂએ ઈંગ્લાંડના વેરીઓ સાથે કોઈપણ ઈંગ્લાંડના મિત્ર રાજ્યોએ વેપાર ન કરવો. તેમજ કોઈએ પણ પોતાના વહાણો ફ્રાન્સ કે તેના મળતીઆ દેશોની હદમાં ઉભા રાખવાં નહિ. જે આનો અનાદર કરશે તે ઈંગ્લાંડનો કટ્ટો શત્રુ ગણાશે."

પણ નેપોલિયનની આ યુક્તિ સફળ થઈ નહિ. આ યુક્તિએ તેનેજ ફટકો માર્યો. તેણે જાતેજ પોતાના શત્રુઓની સંખ્યામાં વધારો કર્યો.

(૨) **મિશ્ર પ્રધાન મંડળ:**–કોઈપણ પક્ષ પ્રધાનમંડળ રચવાને શક્તિમાન ન હોય, અને કોઈપણ પરદેશી રાજ્યનો તે વખતે ભય હોય, તો આવા વખતે સામા પક્ષનો નેતા બીજા પક્ષના નેતા સાથે એક બીજાનો ભેદ ભાવ ભુલી જઈ, ચોક્કસ મુદ્દાઓ અને નીતિઓ અખત્યાર કરી પ્રધાન મંડળ રચે છે. આવું રચાયલું પ્રધાન મંડળ મિશ્ર પ્રધાન મંડળ

નામે ઓળખાય છે. પિટ—ન્યુકેસલ, ફોક્સ—નોર્થ, સર્વ પક્ષનું પ્રધાન મંડળ અને એબરડીનનું મિશ્ર પ્રધાન મંડળ જાણીતાં છે. છતાં પણ પહેલાં બે, ઇતિહાસમાં છેલ્લા બે કરતાં, વધુ જાણીતા છે. આખા ઇતિહાસમાં પિટ—ન્યુકેસલનું મિશ્ર પ્રધાન મંડળ ઘણુંજ પ્રખ્યાત છે.

આવા સંયુક્ત પ્રધાન મંડળનું આયુષ્ય ઘણુ ખરૂં લાંબુ હોતું નથી કારણ બન્ને વિરોધી વિચારોના માનવીઓ ક્યાં સુધી સહનશીલતા રાખી શકે? દરેક પળ તેમના મંડળને મૃત્યુની પાસેજ લઈ જતી હોય છે. આવા પ્રધાન મંડળો અંતમાં ઘણું ખરૂં નિષ્ફળજ નીવડે છે એમ કહીએ તો ખોટું નહિ.

**Q. 28 Why was it necessary to reform the Parliament in the reign of William IV ? What were the changes made by rhe Act of 1832 ?**

રાજા ચોથા વિલિયમના રાજ્ય પહેલાની પાર્લામેંટમાં સડો ઘણો હતો. આથી લોકો તે સડો કાઢી નાંખવા માટે મથતા હતા. હવે જમાનો પણ બદલાયો હતો. લોકો પણ ઔદ્યોગિકક્રાંતિ તેમજ ફ્રાન્સના રાજવિપ્લવ વગેરેથી જાગૃત બન્યા હતા. તેઓને પણ પોતાનો હક્ક જોઈતો હતો. ઔદ્યોગિકક્રાંતિને લઈ ઘણાં નવાં શહેરો અસ્તિત્વમાં આવ્યા હતા. આ નવિન શહેરોને મત આપવાનો અધિકાર ન હતો. જ્યારે જીર્ણ થઈ ગયેલા ગામડાંઓને મત આપવાનો અધિકાર ચાલુ હતો. આવા ગામડાંઓ મોટા અમીરોના ખરીદાયલા હતાં તેથી તેઓનું જોર પાર્લામેંટમાં હતું. ગરીબ પ્રજા, નવીન શહેરના રહેવાસીઓના પ્રતિનિધિ મોકલવામાંથી વંચિત રાખવામાં આવેલી. ઉજ્જડ શહેરોની પાર્લામેંટમાં મોકલવાના પ્રતિનિધિઓની જગ્યાઓનું જાહેર રીતે લીલામ થતું. ત્યારે નવા ઉભાં થયલાં માંચેસ્ટર, લીડ્ઝ, બર્મિંગહેમ વગેરે શહેરો અને યોર્કશાયર વગેરે પરગણાઓને શું મત આપવાનો કે પ્રતિનિધિ મોકલવાનો હક્ક નહિ હોવો જોઇએ?

જ્યારે લોકો આવું વિચારતાં શિખ્યા ત્યારે શું તેઓ પોતાના અધિકાર માટે નહિ ચળવળ ઉપાડી શકે? આર્થિક પ્રગતિનું આ એક પરીણામ હતું.

દેશમાં બેકારી પણ વધ્યા હતાં, ભૂખમરો, ગરીબી પણ તેટલીજ હતી. દેશના વેપારનું રક્ષણ કરવા માટે અનાજના કાયદા પણ પસાર થયલા. આથી લોકોને સોસવું પડતું; કારણ અનાજ મોંઘું મળતું. ઈ. સ. ૧૬૮૮માં રાજ્યક્રાંતિ થઈ પણ પાર્લામેંટ સુધરેલી નહિ. પાર્લામેંટમાં તો ખરાબ સડો કાયમજ હતો. આ સડો સાફ કરવા માટે નાના પીટ, બર્ડેટ અને કોબેટ વગેરેએ પ્રયત્ન કર્યા હતાં પણ આખરે તેઓને તે કાર્યમાં શૂન્યજ મેળેલું.

આથી આવી અંધાધુંધી દૂર કરવા માટે લોકોએ ચળવળ ઉઠાવી. સભાઓ ભરવામાં આવી અને પાર્લામેંટ સુધારવા, તેમજ નવા ઊભા થયલા શહેરોને મત આપવાનો તેમજ સભાસદ મોકલવા માટે અધિકાર આપવા માટે ઠરાવ પસાર કરવામાંઆવ્યો. ઉજ્જડ થઈ ગયલા શહેરોના મત આપવાનો હક્ક ખેંચી લઈ નવાને આપવા માટે પણ ઠરાવ પસાર થવા લાગ્યાં. આવી રીતે પાર્લામેંટના સુધારા માટે પ્રજા તલસી રહી હતી.

આ ઉહાપોહના નિવારણ માટે ઈ. સ. ૧૮૩૧માં આમ સભામાં **લોર્ડ જોર્જ રસેલે** બીલ મૂક્યું પણ તે ઉડી ગયું. આ વખતે વડા પ્રધાન ગ્રે હતો. તેના કહેવાથી રાજાએ પાર્લામેંટ બરખાસ્ત કરી. નવિન ચૂંટાયલા સભ્યોએ આ બીલને ટેકો આપ્યો. તેથી અમીર સભામાં તે બીલ ગયું પણ તેઓએ પાછું મોકલ્યું. પ્રધાન મંડળે, આથી, નવા ઉમરાઓ બનાવવા રાજાને કહ્યું પણ રાજાએ ના પાડી અને પ્રધાન મંડળે રાજીનામું આપ્યું. રાજાએ વેલિંગટનને પ્રધાન મંડળ બનાવવાને નોતર્યો પણ તેણે ના પાડી. પાછો ગ્રે પ્રધાન થયો; અને તે બીલ પસાર કરાવવા અમીરોને તેણે ધમકી આપી. નવા અમીરો નીમાશે એ બીકે કેટલાંક અમીરો ગેરહાજર રહ્યા અને વેલિંગ્ટન જેવાએ મત નહિ આપ્યો. અને બીલ ઉમરાવ વર્ગમાંથી આવી રીતે પસાર થયું. વ્હિગ પ્રધાન મંડળે આખરે ઈ. સ. ૧૮૩૨માં પાર્લામેંટનું સુધારાનું બીલ પસાર કર્યું.

આ બીલની રૂએ સડી ગયલા દરેક ૫૬ પરગણાંઓનો બે સભાસદ મોકલવાનો અને ૩૧ શહેરોને એક એક પ્રતિનિધિ મોકલવાનો હક્ક ઝુંટવી લેવામાં

આવ્યો. આવી રીતે કુલ ૧૪૩ જગા ખાલી પડી. આ જગાઓમાંથી ૬૫ બેઠકો મોટા પરગણાંઓને, ૪૪ બેઠક ૨૨ મોટા શહેરોને **દરેકને બે, ૨૧** બેઠકો બીજા શહેરને દરેકને **એક** તેમજ ૮ બેઠક સ્કોટલાંડ અને ૫ બેઠક આયર્લંડને આપવામાં આવી. મત આપવા માટે પણ એક ગોઠવણ કરવામાં આવી. ૫૦ પૌં. મહેસુલ ભરતા ખેડુતોને, વર્ષે ૧૦ પૌં.નું ભાડું મેળવનાર ઘરના માલિક શહેરીને, તેમજ ૧૦ પૌંડનો કર ભરતા શહેરમાં રહેનારને આવી રીતે સુધારો કરવાથી મતાધિકાર મળ્યો. પણ ખરૂં જોતાં દર ૨૨ માણસોએ ૧ માણસને મતાધિકાર આપ્યો હતો એમ કહેવાય, સભાસદોની સંખ્યા ૬૧૫ પરથી વધી ૬૫૮ની થઈ.

Q. 29. What led to the passing of the Reform Bill of 1832 ? How was the franchise widened by it ? Mention the effcets of the Act.

સવાલના પહેલા બે ભાગ માટે જવાબ ૨૮ માની હકીકત જુઓ.

**પરીણામ:—** આ સુધારાના પરિણામે હવે સાચી પાર્લામેંટ થઈ. પહેલાની પાર્લામેંટમાં સડો હતો. હવે સાચી પાર્લામેંટ થવાથી પ્રજાનું જોર વધ્યુ. પાર્લામેંટ પ્રજાને જવાબદાર બની. આથી સડો દુર થયો અને ખાનદાની જમીનદારોનું બળ ઘટ્યું. મધ્યમ વર્ગના લોકોને મતાધિકાર મળ્યો. આથી મતદાર મંડળ પણ વૃદ્ધિ પામ્યું. મધ્યમ વર્ગના વિચારોની છાપ પાર્લામેંટમાં પડવા લાગી. આપખુદ રાજ્ય સત્તાનો નાશ થયો અને પ્રજાનો અવાજ પાર્લામેંટમાં વધવાથી વડા પ્રધાનને રાજા કરતાં પણ વધુ મહત્વ મળ્યું. પણ આ સુધારાથી મજુર વર્ગને હક્કો નહિ મળેલા અને તેઓ આવો અન્યાય થવાથી અશાંત રહેતા.

Q. 30. What were the reforms passed by the Reformed Parliament of 1832 ?

ઈ. સ. ૧૮૩૨ના સુધારાથી નવી સુધરેલી પાર્લામેંટ બની. આ પાર્લામેંટે પોતાની બેઠક દરમ્યાન કેટલાક સુધારા કર્યા. આ પાર્લામેંટે પહેલ વહેલું **ગુલામોને મુક્તિદાન** દીધું. ઈ. સ. ૧૮૦૭ના કાયદાથી ગુલામોનો વેપાર બંધ થયો હતો પણ ગુલામોને મુક્તિ ન મળેલી. તેથી **૧૮૩૩માં ગુલામો છુટા કરી દેવા માટે કાયદો પસાર થયો.** આ માટે ગુલામોના માલિકોને કંઈક રાહત પણ આપવામાં આવેલી આથી કઈને માલિકોને, તે ગુલામોને તરતજ નહિ છુટ્ટી આપતાં ૫–૭ વર્ષ પછી પણ તે આપવી પડી. વળી તેઓને બારના બદલામાં થોડું નાણું પણ મળ્યું. બીજો કાયદો **કેળવણી સંબંધમાં** પસાર કર્યો; તેથી પ્રાથમિક શિક્ષણ આપતી શાળાઓને તેમજ ધર્મખાતા તરફથી ચાલતી નિશાળોને માટે દર સાલ ૨૦,૦૦૦ પૌંડ મંજુર કર્યા. વળી વધુ એક **ફેક્ટરી એક્ટ** પસાર કર્યો. આ પહેલાં કારખાનામાં કુમળી વયના બાળકો પણ કામ કરતાં તેઓને પણ મરદોની માફક તેમજ તેટલો વખત કામ કરાવતા. આથી પાર્લામેંટે એવું જાહેર કર્યું કે કોઈપણ ૯ વર્ષની અંદરના બાળકને કામે રાખવાં નહિ. તેમજ નાની ઉંમરના માણસોના કામના કલાકોમાં ઘટાડો કર્યો. વધુ એક પગલું પાર્લામેંટ આગળ વધી. **ગરીબોનો** કાયદો પસાર કર્યો. ઈ.સ. ૧૮૩૪ના કાયદાથી બાકી બધેલા મજબુત, કામ કરી શકે તેવા માણસોને કોઈએ પણ દાનધર્મ નહિ કરવું. ફક્ત આંધળા, લુલા વગેરે અશક્ત નિભાઉઓનેજ દાન કરવું, એમ જાહેર કરવામાં આવ્યું. હવે ૧૮૩૫માં **મ્યુનિસિપલ રિફોર્મ એક્ટ** પસાર કર્યો અને તેની રૂએ દરેક મ્યુનિસિપલ કર ભરનારાઓને મત આપવાનો હક્ક મળ્યો. તેમજ મ્યુનિસિપાલિટિની ચૂંટણી દર ત્રણ વર્ષે કરવી. સ્ત્રીઓને મતાધિકાર મળેલો નહિ.

આટલા બધા સુધારાથી રાજા ૪થો વિલિયમ તો ગભરાઈ ગયો અને વ્હિગ પ્રધાનમંડળને બરખાસ્ત કર્યું. સુધરેલી પાર્લામેંટે સુધારા પણ ઉત્તમ કર્યા અને પોતે ઈતિહાસમાં નામના મેળવી.

**Q. 31. Write what you know of the Roman Catholic Emancipation.**

નાના પિટે આયર્લાંડના કેથોલીકોને ઈ.સ. ૧૮૦૧માં આયર્લાંડનું ઈંગ્લાંડ સાથે જોડાણ કરતી વખતે ધર્મછૂટનું વચન આપ્યું હતું. પરંતુ પિટના માર્ગમાં ત્રીજો રાજા ૩ જો જ્યોર્જ આવ્યો અને તેથી આપેલું વચન તે પાળી શક્યો નહિ. આયર્લાંડનું જોડાણ થયું પણ કેથોલીકોનું દુઃખ નિવારણ થયું નહિ હતું. આયર્લાંડના પ્રોટેસ્ટંટો આ કેથોલીક વતનીઓને ઘણું પજવતા હતા. તેઓને રાજકારી હકો કંઈપણ ન હતા. આથી **ડેનીયલ ઓ'કોનેલ**ની નેતાગીરી નીચે "કેથોલીક એસોશિએશન" ઈ. સ. ૧૮૨૩માં સ્થપાયું. આ મંડળ આઈરિશ કેથોલીકોનું સંગઠન કરી, તેઓના હક માટે લડવા આગેવાનો લોકોને ઉશ્કેરતા. દિવસે દિવસે તેઓનું બળ વૃદ્ધિ પામતું હતું. આથી તેનાથી ભય પામી ઈંગ્લાંડની સરકારે તેને ગેરકાયદેસર ઠેરવ્યું. ઓ'કોનેલે બીજી રીતે લડાઈ શરૂ કરી. આ અરસામાં ૧૮૨૮માં પાર્લામેંટના પ્રતિનિધિ તરીકે **કલેર** પરગણામાંથી **ઓ'કોનેલ** ઉભો થયો તે વધુમતીથી ચૂંટાયો; પણ પાર્લામેંટે તેને રોમન કેથોલીક હોવાથી બરતરફ કર્યો. આથી આયર્લાંડમાં મોટી ચળવળ ઉભી થઈ. આ ચળવળનો સરકારને ભય લાગ્યો અને પીલ. વેલિંગ્ટન વગેરે જેઓ કેથોલીકના છૂટકારાની વિરુદ્ધ હતા તેઓમાંથી વેલિંગ્ટન બીજા અને આ આયર્લાંડની ચળવળ અટકાવવા તજવીજ કરી. તેઓએ ઈ.સ. ૧૮૨૮માં "ટેસ્ટ એક્ટ" અને "કોર્પોરેશન એક્ટ" નાબુદ કર્યા. ત્યારપછી બીજે જ વરસે ૧૮૨૯માં કેથોલીક ધર્મછૂટનો કાયદો પાર્લામેંટે પસાર કર્યો. આથી કેથોલીકોને પાર્લામેંટના સભાસદ થવાની છૂટ મળી તેઓને પણ પ્રોટેસ્ટંટ લોકોના જેટલાજ અમુક હકો બાદ કરતાં બીજા બધા મળ્યા. ડેનીયલ ઓ'કોનેલને પાર્લામેંટમાં બેસવાની પરવાનગી મળી. ફક્ત કેથોલીકોથી આયર્લાંડના સુબા તેમજ **લોર્ડ ચેન્સેલર**નું પદ નહિ લઈ શકાય એવા બંધનો બાકી રાખ્યાં. આવી રીતે આટલે સુધી ઓ'કોનેલની ચળવળનું પરિણામ આવ્યું. અને **૧૮૨૯ના ધર્મછૂટના કાયદાથી** આઈરિશ કેથોલીકોને પાર્લામેંટમાં રહીને બીજા હકો મેળવવાને માટે લડાઈ કરવાની તક મળી.

**Q. 32. Give a short account of the Chartist Movement.**

ઈ.સ. ૧૮૩૨ના સુધારાથી મજુર વર્ગ તેમજ કારીગર લોકોને કોઈ પણ રાજદ્વારી અધિકારથી વંચિત રાખ્યા હતા. આ લોકો તેથી પોતાને પણ એવા હક્કો હોવા જોઈએ એમ માનતા હતા. ઈ. સ. ૧૮૩૨ના સુધારાથી તેઓ શાંત રહ્યા ન હતા તેઓએ પણ પોતાના હક્કોની માંગણી કરવા સભાઓ ભરી અને એક મોટો "હક્ક ચાર્ટ" બનાવ્યો. ઈ. સ. ૧૮૩૮થી આ લોકોએ પોતાની લડાઈ શરૂ કરી; અને આ લડાઈ **"ચાર્ટિસ્ટ ચળવળ"**ને નામે ઓળખાવવા લાગી. આ લોકોની માંગણીઓ ૭ હતી. (૧) દર વરસે પાર્લામેંટની ચૂંટણી થવી જોઈએ. (૨) બેલટ એક્ટ પ્રમાણે મત અપાવવા જોઈએ. (૩) દરેક માણસને મતાધિકાર હોવો જોઈએ. (૪) મતદારો પ્રમાણે દેશના સરખા ભાગલા પાડવા જોઈએ. (૫) પાર્લામેંટના સભાસદ થવા માટે કોઈપણ જાતના બંધનો હોવા જોઈએ નહિ. પછી તે પૈસાદાર હોય કે ગરીબ. (૬) પાર્લામેંટના સભાસદોને પગાર મળવો જોઈએ. આવી માંગણીઓ કરવી યોગ્ય જ હતી.

આ માંગણીઓ માટે તેના નેતાઓએ ભાષણો કર્યાં, પત્રિકાઓ વગેરે ઘણું કર્યું. પરંતુ આ બધી માંગણીઓ માટે ખૂબ જોરમાં ચળવળ ચલાવી. અને ઈ. સ. ૧૮૪૮માં આ **"હક્ક ચાર્ટ"** રજુ પણ થયો પણ તેમાં કેટલીક ખોટી સહીઓ હોવાને લઈને તે ચાર્ટ ફેંકી દેવામાં આવ્યો અને ચળવળ પણ ફોકટ માલમ પડવાથી બંધ કરવામાં આવી પરંતુ આ માંગણીઓ ધીરે ધીરે સ્વીકારાઈ હતી. અત્યારે તે ૭ માંગણીઓમાંથી એક સિવાય બધી મંજુર થઈ ગઈ છે. "દર વરસે પાર્લામેન્ટની ચૂંટણી થવી જોઈએ" આ ફક્ત માંગણી મંજુર થઈ નથી. ખરું જોતાં આ માંગણી મંજુર થને પણ નહિ કારણ કે તે મંજુર કરવી જ અશક્ય હતી. આવી રીતે ઈ. સ. ૧૮૪૮માં તેઓની ઉઠાવેલી મહેનત નિષ્ફળ ગઈ પણ ભવિષ્યમાં તેઓની મહેનત સફળ થઈ.

## Q. 33. Describe in short, the condition of England after the Napoleonic wars.

ઇંગ્લંડની સ્થિતિ લડાઈ બંધ થતાં ઘણીજ ખરાબ થઈ ગઈ. બેકારી કુદકે અને ભુસકે વધવા લાગી. લડાઈ બંધ થઈ જવાથી લશ્કરી સિપાઈઓ બેકાર થયાં. ઔદ્યોગીક પરિવર્તનને લઈને પણ કેટલાંક લોકો કામ વગરના થયાં. કારણ કે જે કામ ૧૦ માણસો કે તેથી પણ વધુ માણસો કરી શકતાં. તે હવે યંત્રના બળે ઓછી સંખ્યા રોકવાથી થઈ શકતું. લડાઈ વખતે ઈંગ્લંડમાં ખેતી વધુ થતી પરંતુ ત્યારપછી પરદેશી અનાજ દેશમાં આવવાથી અનાજના ભાવ વધ્યા. આથી ખેડુતોને નુકશાન થયું. આથી ૧૮૧૫માં **અનાજનો કાયદો** પાર્લામેંટે પસાર કર્યો. આ કાયદાથી જ્યાં સુધી દેશી ઘઉંનો ભાવ ૧ ક્વૉટરના ૮૦ શિલિંગ ન થાય ત્યાં સુધી પરદેશી ઘઉં ઇંગ્લંડમાં—દેશમાં આવવા દેવા નહિ. આ કાયદાએ પણ ઇંગ્લંડ સ્થિતિ બગાડવામાં ઘણો મોટો ભાગ ભજવ્યો. આ કાયદાથી ગરીબોને નુકશાન થયું અને બેકારી ઘણી વધી. કારખાનાઓમાં પણ પુરુષ, સ્ત્રી બાળકોને તેઓનાં ગજા ઉપરાંત કામ કરાવતાં પણ પગાર તે પ્રમાણમાં નહિ મળતો. આ બધા કારણોથી ઇંગ્લંડની સ્થિતિ ઘણી ખરાબ થઈ. ઉપરાંત બીજા નીચેના રાજકીય કારણોએ પણ પોતાનો હિસ્સો આ સ્થિતિ માટે નોંધાવ્યો છે.

પાર્લામેંટમાં પડેલો સડો ઈંગ્લંડની આવી ખરાબ સ્થિતિ માટે જવાબદાર હતો. ઉજ્જડ થયલાં કસ્બાઓને મતાધિકાર હતો જ્યારે નવીન આબાદી ભોગવતાં શહેરોને મતાધિકાર તેમજ પ્રતિનિધિ મોકલવાનો અધિકાર પણ ન હતો. આ કારણથી પાર્લામેંટ સુધારવા માટે બેંડટ અને કૉબેટે જુમ્બેશ ઉઠાવી. મેન્ચેસ્ટર વગેરે નવા શહેરોમાં ખૂબ જાગૃતિ આવી અને ચળવળો પણ થવા માંડી. આ ચળવળને પહોંચી વળવા સરકારે કડક કાયદાઓ પસાર કર્યાં. હેબિયસ કૉર્પસ એક્ટ થોડા વખતને માટે બંધ કર્યો અને બીજા કાયદા પસાર કરી બળતામાં ઘી હોમ્યું અને ઈંગ્લંડમાં અંધાધુંધી થઈ ગઈ.

જ્યાં જુઓ ત્યાં પાર્લામેંટ સુધારણા માટે પોકારો સાંભળતાં તેમજ બેકારી નજરે પડતી. આવી સ્થિતિ લોકોમાં પોતાના હક્કો મેળવવા માટેની જાગૃતિને લઈને થઈ.

Q. 34. What was the Chartist movement? Did it become successful? Was it necessary to raise the Movement? જુઓ સવાલ ૩૨માની હકીકત.

Q. 35. Write short notes on:—(1) The Reform Bill of 1867 (2) The Reform Bill of 1884–85.

(૧) **ઈ. સ. ૧૮૬૭નો પાર્લામેંટનો સુધારો:**—ઈ. સ. ૧૮૩૨ના સુધારા સુધી પાર્લામેંટમાં બે પક્ષો હતા. એક વ્હિગ કહેવાતો અને બીજો ટોરી: આ ભાગલાઓના નામો વ્હિગ અને ટોરી હવેથી નાબુદ થયા. અને તેને ઠેકાણે **વ્હિગ તે લિબરલને** નામે ઓળખાયો અને **ટોરી તે કોન્ઝરવેટિવ** નામે ઓળખાયો. માટે હવે આપણે વ્હિગને લિબરલ અને ટોરીને કોન્ઝરવેટિવ નામ આપીશું.

પામર્સ્ટનના રાજીનામા પછી લિબરલ લૉર્ડ રસેલે પ્રધાનમંડળ રચ્યું. આથી ગ્લેડસ્ટન આમ સભામાં લિબરલોનો નેતા થયો. ઈ. સ. ૧૮૩૨ના સુધારાથી લોકોમાં અસંતોષ હતો માટે ગ્લેડસ્ટને એક સુધારાનું બીલ ઈ. સ. ૧૮૬૬માં પાર્લામેંટમાં મુક્યું પણ તે ઉડી ગયું. અને ત્યારપછી ડર્બી—ડિઝરાએલીનું મંત્રીમંડળ અસ્તિત્વમાં આવ્યું. આ કોન્ઝરવેટિવ મંત્રી મંડળ હતું. આ વખતે ડિઝરાએલીએ લોકોની નાડ પારખીને ઈ. સ. ૧૮૬૭માં એક બીલ રજુ કર્યું. આ બીલને લિબરલોનો પણ ટેકો મળ્યો અને ઈ. સ. ૧૮૬૭નું બીજુ સુધારાનું બીલ નામે પસાર થયું. આ રીતે કોન્ઝરવેટિવ ડિઝરાએલીએ પ્રજાનું હૃદય જીતી લીધું. આ સુધારાની રૂએ શહેરમાં રહેતા દરેક ઘરના માલિકોને તેમજ વરસ દિવસે ૧૦ પૌંડ ભાડું ભરનારને મતાધિકાર મળ્યો. ૧૨ પૌંડ વાર્ષિક મહેસુલ ભરનાર ખેડુતને

પણ મતાધિકાર મળ્યો. અને ૫ પૌંડનો કર ભરનાર જમીનદારને મતાધિકાર મળ્યો. આવી રીતે મતાધિકાર વધારવામાં આવ્યો. પાર્લામેંટમાં સભાસદોની સંખ્યામાં કંઈપણ વધારો નહોતો કર્યો. પણ ખાલી પડેલી જગ્યાઓ કેટલાંક શહેરોને ત્રણ, ત્રણ, પ્રતિનિધિઓ બેસાડવાનો હક્ક આપી પુરી દીધી. આવી રીતે ઈ.સ. ૧૮૬૭ના સુધારાથી વધુ મતાધિકાર આપવામાં આવ્યો; પણ ચાર્ટિસ્ટ લોકોની માંગણી પ્રમાણે બધાંને મતાધિકાર નહિ મળ્યો.

(૨) **ઈ. સ. ૧૮૮૪–૮૫નો પાર્લામેન્ટનો સુધારો:**—લિબરલ ગ્લેડસ્ટન ઈ. સ. ૧૮૮૦માં પાછો વડાપ્રધાન પદે આવ્યો. આ વખતે તેને હજુ મતાધિકાર વિસ્તૃત કરવો જોઈએ એમ વિચારી ઈ.સ. ૧૮૮૪–૮૫માં ત્રીજું પાર્લામેંટના સુધારાનું બીલ મુક્યું. આમસભાએ તે પાસ કર્યું; પણ ઉમરાવોએ ઉડાડી મુક્યું. પણ અમુક બંને પક્ષો વચ્ચે વાટાઘાટ થઈ અને તે બીલ ૧૮૮૫માં પસાર થયું. આ સુધારાની રૂએ જે જગાની વસ્તી ૧૫૦૦૦ કરતાં ઓછી હોય તો તેનો સભાસદ મોકલવાનો અધિકાર ઝુંટવી લેવાયો. અને ૫૦,૦૦૦ વસ્તીવાળાને એક સભાસદ મોકલવાનો હક્ક આપ્યો. પરગણાના વિભાગને એક સભાસદ અને શહેરના ભાગલા પાડી દરેક ભાગને એક એક સભાસદ મોકલવાનો અધિકાર આપ્યો. આવી રીતે સભાસદોની સંખ્યામાં વધારો થયો. આ કાયદાથી પરગણાના ઘર માલિકને એક વર્ગ સુધી એકજ ઘરમાં રહેનાર બાકુતને પણ મતાધિકાર આપવામાં આવ્યો. ટુંકમાં ચાર્ટિસ્ટોની 'સર્વેને મતાધિકાર હોવો જોઈએ' એ માંગણી પસાર કરી એમ કહી શકીએ. સાચી પાર્લામેંટ આ ત્રણ પાર્લામેંટના સુધારા પસાર થયા પછી થઈ એમ કહી શકાય.

**Q. 36. Give in short, an account of the Reforms of 1832, 1867, and 1884–85.** જુઓ સવાલો ૨૮–૨૯ અને ૩૫ની હકીકતો.

**Q 37. What led to the rise of rhe Anti–Corn–Law Leangue ? Was the League successful in their efforts ?**

ઇંગ્લંડ નેપોલિયનની લડાઇમાંથી તો મુક્ત થયું હતું. પણ ત્યારપછી અનાજના કાયદાએ ઇંગ્લંડની સ્થિતિ કરુણ બનાવી દીધી હતી. અનાજના કાયદા પ્રમાણે જ્યારે ઇંગ્લંડના ઘઉંનો ભાવ ૧ ક્વૉટરના ૮૦ શિલિંગ થાય ત્યારેજ પરદેશી અનાજ દેશમાં આવવા દેવું. આ ઇ.સ. ૧૮૧૫નો અનાજનો કાયદો ફક્ત જમીનદારોના હિતરૂપ હતો. તે કાયદાથી બિચારી ગરીબડી પ્રજા ભૂખે મરવા લાગી. કારણકે અનાજ મોંઘું મળતું થયું. સાથે ખેડુતોની સ્થિતિ પણ કફોડી હતી. તેઓને જ્યારે અનાજનો પાક ખૂબ મળે ત્યારે તેઓને સોંઘું વહેંચવુંજ પડતું. જ્યારે ઓછું પાકે ત્યારે પેલા ૮૦ શિલિંગથી ભાવ ઉંચે જાય અને પરદેશી અનાજ દેશમાં આવતા. આવી રીતે ખેડુત તેમજ ગરીબ પ્રજા બંને આ કાયદાથી દુઃખી બન્યા. પ્રધાન હસ્કિસને ખુલ્લા વેપારનું તત્વ ધારણ કરી નૌકાનયનનો કાયદો સુધાર્યો. તેમજ પરદેશી અનાજને માટે **સ્લાઇડિંગ સ્કેલ**ની પ્રથા અમલમાં મૂકી. આ કાયદાથી જ્યારે અનાજના ભાવ ઊંચે ચડ્યો હોય ત્યારે પરદેશી અનાજ પર ઓછી જકાત લેવી અને જ્યારે આ દેશી અનાજનો ભાવ ઉતરી ગયો હોય ત્યારે પરદેશી અનાજ પર ભારે જકાત લેવી. આવી યોજનાથી ધાન્યનો કાયદો તો કંઈ છેકેછેક રદ થયો નહિ. ઉલટું ધાન્યનો કાયદો સ્થિર થયો. આથી લોકોમાં વધુ અસંતોષ થયો અને આ અનાજનો કાયદો રદ કરવા માટે ચળવળ ઉભી થઈ. આ ચળવળના નેતાઓ **રિચર્ડ કૉબ્ડન** અને **જૉન બ્રાઈટ** હતા. તેઓએ એક "**એન્ટિ કોર્ન લૉ લીગ**"ની સ્થાપના ઇ. સ. ૧૮૩૮માં કરી. આ લીગનો હેતુ સદંતર ધાન્યનો કાયદો રદ કરાવવાનો હતો. તેથી તેઓએ લોકોમાં અનાજના કાયદાની વિરૂદ્ધ જાગૃતિ આણવાને સભાઓ ભરી, લેખો અને હસ્તપત્રીકાઓ કાઢી તેમજ પાર્લામેંટમાં પ્રયત્નો કર્યા. આ લોકોએ જાહેરમાં ચળવળ ઉપાડવા ઘણું કર્યું.

આ અરસામાં આયર્લંડમાં બટાટાનો ભયંકર દુકાળ પડ્યો. તેથી ઉપલી ચળવળમાં વધુ બળ આવ્યું. સરકારે પણ હવે અનાજનો કાયદો રદ કરવા વિચાર્યું. પીલે ઇ.સ. ૧૮૪૬માં પાર્લામેંટમાં એક બીલ આ અનાજના કાયદા

રદ કરવા મૂક્યું અને તે પસાર પણ થયું. તેમાં જરા ઊણપ રહી ગઈ હતી. પરદેશી અનાજ પર આ કાયદાથી ૧ શિલિંગ જકાત કાયમ રહી. આટલી રાહતથી ખેતીને ફાયદો થયો તેમજ ગરીબ લોકોને પણ ફાયદો થયો. "એન્ટિ કોર્ન લૉ લીગ"ની મહેનત પણ સફળ થઈ. અગાડી નેવીગેશન લૉ પણ ૧૮૪૯માં રદ કરવામાં આવ્યો અને સાથે ઈ. સ. ૧૮૬૯માં પરદેશી અનાજ પરની ૧ શિલિંગની જકાત પણ નાબુદ થઈ. પ્રજાહિતને માટે લડનારા કૉબ્ડેન અને બ્રાઈટનો વિજય થયો.

**Q. 38. Write short notes on:–(1) Corn law and the Anti–Corn–Law–League. (2) The Roman Catholic Emancipation.**

જુઓ (૧)ને માટે સવાલ ૩૬મો; (૨)જાને માટે ૩૧માંની હકીકતો.

**Q. 39. Give short account of:–(1) The Industrial Revolution; (2) The Crimean War; (3) The Boer War.**

(૧) **ઔદ્યોગિક પરિવર્તન:–**ઈ. સ. ૧૭૫૦થી ૧૮૫૦ વચ્ચેનો યુગ તે ઔદ્યોગિક પરિવર્તનનો. આ કાળમાં ઇંગ્લંડમાં ખેતીની જગ્યાએ ઉદ્યોગનો જન્મ થયો. ઇંગ્લંડને હવે ખેતી પ્રધાન દેશ તરીકે ન ગણાતાં ઉદ્યોગ પ્રધાન દેશમાં ગણતરી તેની થવા લાગી. તે વર્ષોમાં ઘણાં યંત્રો અસ્તિત્વમાં આવ્યા. તેથી કરીને ગૃહઉદ્યોગ નાશ પામ્યો અને બેકારીમાં વધારો થયો કારણ એક યંત્ર ઘણા માણસોનું કામ કરી શકતું અને તેથી કરીને ફક્ત યંત્રને માટે જોઈતાં જ માણસો કામે જોઈતાં.

વણાટ કામને માટે યંત્રો શોધાયાં, તેથી હાથ વણાટનો ધંધો બેસી ગયો. જેમ્સ વૉટે ઈ. સ. ૧૭૬૯માં સ્ટીમ એન્જીન શોધી કાઢ્યું. આ નવીન યંત્રોની માંગણીઓ દિવસે દિવસે વધતી ગઈ. આ યંત્રોને માટે

લોખંડની જરૂર પડી અને લોખંડનો રસ કરવામાં કોલસાની પણ જરૂર પડી અને તેથી ધમધોકાર યંત્રો બનાવવાના કારખાનાઓ ઉભાં થયાં. મોટાં મોટાં શહેરોનો પણ આથી જન્મ થયો. ઈંગ્લંડની ઉત્તરે કોલસા અને લોખંડ માટેનો અને મધ્યનો ભાગ યાંત્રિક કારખાનાનો બન્યો. લેંકેસ્ટર વણતર કામ માટે અને યોર્કશાયર ઊનના કાપડ માટે પ્રખ્યાતિમાં આવ્યું. ટુંકમાં નવીન શોધોથી ઈંગ્લંડની સુરત બદલાઈ. ઐશ્વર્ય વધ્યું. ખેતી–પ્રધાન દેશ મટી ઉદ્યોગ–પ્રધાન દેશ બન્યો. ઇંગ્લંડનું આ પરિવર્તન ઔદ્યોગિક પરિવર્તનને નામે પ્રસિદ્ધ થયું.

(૨) ક્રિમિયન યુદ્ધઃ—રશિયાની સત્તા કુદકે અને ભુસકે વધતી જતી હતી. રશિયાને તુર્કસ્તાનની રાજધાની કૉન્સ્ટેન્ટિનોપલ પોતાનું બનાવવું હતું અને તેનો વિચાર ભૂમધ્ય સમુદ્ર અને કાળો સમુદ્રમાં પગપેસારો કરવાનો હતો. આ વિચારને સંમતિ આપવા માટે ઇંગ્લાંડની રશિયાએ મદદ માંગી. ઇંગ્લંડને પોતાનું હિત આ મદદમાં જોખમ ભરેલું લાગ્યું. તેથી તેણે ચોકખી ના પાડી. હવે રશિયા તકને માટે રાહ જોવા લાગ્યું. તુર્કસ્તાનનો પાદશાહ ખ્રિસ્તીઓને કનડતો; કારણ તુર્કસ્તાનના પેલેસ્ટાઈન પ્રાંતમાં ખ્રિસ્તી ધર્મક્ષેત્રો હતાં. ખ્રિસ્તી પ્રજામાં બે પક્ષો હતાં. એક ગ્રિક ચર્ચનો અને બીજો લેટિન ચર્ચનો. આ બંને પક્ષો ઉપલા ધર્મક્ષેત્રો પોતાના બનાવવા આથડતા. રશિયા ગ્રિક ચર્ચનું હતું તેથી ઉપલા ધર્મક્ષેત્રો પોતાના હાથમાં હોવા જોઈએ અને ખ્રિસ્તી પ્રજાના સંરક્ષકનો દાવો કરતું હતું પણ તુર્કસ્તાનના પાદશાહે રશિયાને ન ગણકારતાં લેટિન ચર્ચના ફ્રાન્સ અને ઈંગ્લાંડના હાથમાં તે ધર્મક્ષેત્રો સોંપ્યાં. આથી રશિયાના ઝારે લડાઈ જાહેર કરી. આ લડાઈમાં ઇંગ્લંડે તુર્કસ્તાનને સત્તાતુલા સાચવવા તેમજ હિંદુસ્તાનમાં પોતાના વેપાર વાણિજ્યમાં ભૂમધ્ય સમુદ્ર તેમજ હિંદુસ્તાનમાં પોતાના હિતમાં રશિયા દખલગીરી ન કરે માટે મદદ કરી. ક્રિમિયા પાસે ૧૮૫૪માં લડાઈ થઈ. પહેલાં અંગ્રેજોને ઘણું વેઠવું પડયું, પણ પ્રધાનમંડળ બદલાયું તેમજ **કુમારી ફ્લોરેન્સ નાઈટિંગેલની** મદદથી અંતે ઇંગ્લંડને વિજય મળ્યો. તુર્કસ્તાન ટક્યું, રશિયા હાર્યું. ઈંગ્લંડનું હિત સચવાયું પણ કરજ વધ્યું.

(૩) **બોર યુદ્ધ:**—ટ્રાન્સવાલમાં નીકળેલી સોનાની ખાણને લઈને અંગ્રેજો ત્યાં રહેવા ગયા. ૧૮૮૯. તેઓ ત્યાંના રહેવાસીઓને કનડતા અને તેઓની સ્વતંત્રતા પર ત્રાપ મારતાં આથી તેઓ પણ અંગ્રેજોને ખુબ દુઃખ દેતા. લડાઈ કરતા અંગ્રેજ આગેવાન ડૉ. જ્યેમસને બોર લોકો પર ચઢાઈ કરી પણ અંતે હાર્યો અને નાઠો. ઈંગ્લંડથી સંધિને માટે સર આલ્ફ્રેડ મિલ્નર આવ્યો, તેને બોરના બહાદુર સેનાપતિ ક્રુગરે કહ્યું કે પહેલાં ઈંગ્લંડથી નીકળી ચૂકેલું સૈન્ય પાછું વાળો. મિલ્નરે ના પાડી. ક્રુગરે લડાઈ શરૂ કરી. ત્યારપછી અંગ્રેજોએ ઘણાં સંધિ માટે ફાંફાં માર્યાં પણ કંઈ વળ્યું નહિ. શરૂઆતમાં બોર લોકોની બાજી જીત પર હતી, પણ અંતે હાર્યા, અને ટ્રાન્સવાલ અંગ્રેજોએ ખાલસા કર્યું.

**Q. 40. What do you know of:—(1) Robert Peel (2) George Canning.**

(૧) **રોબર્ટ પીલ:**—એક ધનાઢ્ય કારખાનાવાળાને ત્યાં રોબર્ટ પીલનો જન્મ ૧૭૮૮માં થયો. ૨૧ વર્ષની વયે તે પાર્લામેન્ટમાં પહેલ વહેલો સંડાઈને આવ્યો. તે કૉન્ઝરવેટિવ હતો. ૧૮૨૨માં ગૃહમંત્રી થયા પછી તેણે ફોજદારી કાયદા સુધાર્યા; અને કેટલાંક નજીવા ગુના માટે થયલી ફાંસીની સજા તેણે રદ કરી. તેનામાં એક સારો ગુણ હતો. તે પ્રજાહિતને માટે, પોતે જીદ્દી ન થતાં, પોતાના વિચારોને ફેરવતો. પ્રજાને નમતું આપતો આ ગુણને લઈ જો કે તે કેથોલિકના ધર્મ છૂટના કાયદાની વિરૂધ્ધ હતો પણ પ્રજાનું હિત જોઈને તેણે તે કાયદાને સહાનુભૂતિ આપી ઈ. સ. ૧૮૨૯. તે સુધારાની તરફેણમાં હતો પણ તે કહેતો કે સમયને અનુસરીને સુધારો વિચારીને કરવો.

૧૮૪૧માં કૉન્ઝરવેટિવ પક્ષની જીત થવાથી પીલ વડો પ્રધાન બન્યો. તેણે રાજકારભાર સુધાર્યો. નાણાંને માટે વ્યવસ્થા કરી અને તેના સબંધી સુધારા પણ કર્યા. પીલ ખુલ્લા વેપારમાં માનતો. અનાજ અને ખાંડ સિવાયની સર્વે વસ્તુઓ પરની જકાત નાબુદ કરી બેંકોને માટે એક એક્ટ પસાર કરી ચલણી નોટો મર્યાદિત બનાવી. આમ થવાથી વેપારને પણ વેગ મળ્યો. અને

આયપતવેરો વધાર્યો તેથી રાજ્યની કુલ વસુલાતમાં ખોટ આવી નહિ. ઍન્ટી કોર્ન લૉ લીગની ચળવળ અને આયર્લૉંડમાં પડેલા ભયંકર દુકાળને લઇને તેણે ૧૮૪૬માં ધાન્યનો કાયદો રદ કર્યો. આથી તેના જોડીદારો તેનાથી છૂટા પડયા, અને લીબરલ સાથે જોડાયા. તેણે કેથોલિકોની રીપીલ ચળવળ અંધપાડી પણ તે લોકોનું હિત વિચારી ઘણા કાર્યો કર્યા. મેનૂથની કેથોલિક કોલેજને સરકારી મદદ કરી. તેમજ આયર્લૉંડમાં વિશ્વ વિદ્યાલયો પણ સ્થાપ્યા. જો કે તે કોન્ઝરવેટિવ હતો પણ તેનામાં રૂઢીવાદ બહુ નહિ પેસી ગયલો. લોકોની નાડ પારખતા તેને આવડતું. તેની પરદેશી નીતિ શાંતિની હતી. તેણે પરદેશના કામમાં માથું નહિ મારવાનું વિચારી અફઘાનિસ્તાનમાં રહેલું અંગ્રેજી લશ્કર પાછું બોલાવ્યું, ચીન સાથે પણ તેમ વર્તન આદર્યું. તેણે ફ્રાન્સ સાથે પણ ચાલતા વેપારી ઝઘડાનો ફુનેહ વાપરી અંત આણ્યો અને મિત્રતા સાંધી. તે ૧૮૫૦માં મૃત્યુ પામ્યો. પીલ જો કે રૂઢીવાદી (કોન્ઝરવેટિવ) હતો. પણ તેના કરેલા સુધારા અને તેના ધ્યેય પરથી આપણે તેનામાં લીબરલ અને કૉન્ઝરવેટિવનું મિશ્રણ જોઇ શકીએ છીએ.

(૨) **કેનિંગ:—**જોર્જ કેનિંગ ઇંગ્લાંડમાં થઇ ગયલા પરદેશ નીતિ માટેના જાણીતા પ્રધાનોમાં શ્રેષ્ઠ ગણાય છે. તે એક સારો વક્તા તેમજ રાજકીય બાબતમાં ઘણો નિપુણ હતો, તેની રાજનીતિ ઉદાર ભરી હતી. તેને પરદેશના અંતઃસ્થ કારભારમાં માથું મારવું રૂચતું નહિ. તે તટસ્થ નીતિ (Nonintervention)નો રસિયો હતો. તેણે પરદેશ નીતિમાં ફેરફારો કર્યા. અત્યાર સુધી ઇંગ્લાંડની પરદેશનીતિ પોતાના હિત પરજ દોરાયલી હતી. કેનિંગે તે પરદેશનીતિનો માર્ગ જરા મોકળો કર્યો. તેણે પવિત્રસંઘ (Holy Alliance)નો સખત વિરોધ કર્યો અને ઇંગ્લાંડને તેમાં ભાગ લેતું અટકાવ્યું. આ સંઘ વૉટર્લુના યુદ્ધ પછી ઉભો કરવામાં આવેલો. આ સંઘનો હેતુ પ્રજાબળને કચડી નાખવાનો હતો. તેથી કેનિંગ આ સંઘની તેમજ ફ્રાન્સના અરાજક તંત્રની વિરૂદ્ધ હતો. કોઇપણ દેશ પોતાની સ્વતંત્રતા માટે આથડતો હોય તો તેને મદદ કરવાનું તે વધારે પસંદ કરતો. તેની પરદેશનીધિ અનોખી જ પડી જતી.

પોર્ટુગલની કાયદેસરની લડાઈને કચડી નાંખવા સ્પેન ઉભું થયેલું જોઈને તેણે પોર્ટુગલને મદદ કરી અને તેઓને જીત અપાવી. આવીજ રીતે ગ્રીસને પણ અમુક પોતાના દેશમાં વિરોધ હતો તેને ન ગણકારતાં તુર્કસ્તાનના હાથમાંથી બચાવવા મદદ કરી. આવી રીતે કેનિંગ પોતાના વિચારોની બહાર ન ગયો અને તેણે પોતાના કહેવા પ્રમાણે કર્યું; તેણે પોતાની પરદેશનીતિ ઇતિહાસમાં જોરદાર ધૈર્યવાન અને ઉદાર લેખાવી. કેનિંગ નાના પિટનો મિત્ર હતો. નાના પિટનો જ શિષ્ય લેખાતો. ખુલ્લા વેપારનો હિમાયતી ગણાતો. તે ૧૮૨૭માં મૃત્યુ પામ્યો. કેનિંગ પોતાની અજોડ પરદેશનીતિને માટે ઈંગ્લંડના ઇતિહાસને પાને સુવર્ણ અક્ષરે અંકાઈ ગયો છે. ટૂંકમાં કેનિંગ એટલે ઉદાર પરદેશનીતિનો જન્મદાતા એમ કહીએ તો ખોટું નજ કહેવાય.

## Q. 41. What is meant by the Eastern question? Give a short account of it.

ઈ. સ. ૧૪૫૩માં તુર્કોએ કોન્સ્ટેન્ટિનોપલ જીત્યું. આવી રીતે પંદરમાં સૈકામાં તુર્કોનું જોર યુરોપમાં વધી પડ્યું હતું. તેઓના વિચાર આખા યુરોપને પોતાનું બનાવવાનો હતો. પણ ત્યાર પછી યુરોપમાં જુદા જુદા રાષ્ટ્રોની સત્તા વધવા લાગી અને તુર્કસ્તાનના વિચારોને સ્થાન ન મળ્યું. તુર્કો ફાવ્યા નહિ. આખરે તુર્કોએ પોતાનો ઘણો ખરો યુરોપનો મેળવેલો ભાગ ગુમાવ્યો અને જે થોડો ઘણો હતો તે પણ તેના હાથમાંથી છૂટવા માંગતો હતો. આ વખતે રશિયા તુર્કસ્તાન પાસેથી તેનો મુલક પડાવી લેવા તક શોધતું હતું. રશિયાને ભૂમધ્ય સમુદ્રમાં તેમજ કાળા સમુદ્રમાં પોતાની સત્તા જમાવવી હતી અને વેપારનો એ માર્ગ પોતાનો તે કરવા માંગતું હતું. રશિયાની આ અભિલાષા જોઈ ને ઈંગ્લંડ બીધું. ઈંગ્લંડને રશિયાનો ભય હતો કારણ જો રશિયાની સત્તા ભૂમધ્ય સમુદ્રમાં વધે તો ઈંગ્લંડના વેપાર તેમજ ઈંગ્લંડની હિન્દુસ્તાનમાંની સત્તાને જબરો ધોકો લાગે. આથી રશિયાની આ ઇચ્છાને બર નહિ લાવવા ઈંગ્લંડને સખત પગલાં લેવાની જરૂર પડી. રશિયાનો ભય

ટાળવા ઇંગ્લાંડે એક ઉપાય યોજ્યો અને તે તુર્કસ્તાનને જીવતું રાખવાનો હતો. ઇંગ્લાંડ તુર્કસ્તાનને જીવતું રાખવા પૈસાની તેમજ સૈન્યની ખુબ મદદ મોકલતું અને રશિયાથી બચાવી લેતું. આ વૃતાંત **પૂર્વનો યુરોપ સબંધી પ્રશ્ન** ને નામે ઇતિહાસમાં પ્રખ્યાત છે.

પૂર્વ યુરોપમાં આવેલા રશિયાનો ભય નાનો પિટ પણ જાણતો હતો. તેથી તેણે પણ ભારે પગલાં લીધાં હતાં. કેનિંગે પણ આ પ્રશ્નનો ચતુરાઇથી ઉકેલ કર્યો હતો. પણ રશિયાએ અમુક ભાગ તુર્કસામ્રાજ્યમાંથી પચાવ્યો હતો. રશિયાની આફત પહેલાંજ **કેનિંગ** મૃત્યુ પામેલો. તેના પછી રશિયાનો દુશ્મન પક્કો મુત્સદ્દી **પામરર્સ્ટન** આવ્યો હતો. અને તેણે રશિયાને આગે કદમ કુચ કરતાં અટકાવ્યું હતું. ઇજીપ્ટના ગવર્નરે પણ તુર્કસ્તાન જીતવા પ્રયત્ન કર્યો હતો પણ પાછો પડયો હતો. પામર્સ્ટને તુર્કસ્તાનને મદદ કરી. તેને જીવતું રાખ્યું હતું. ઇ.સ.૧૮૪૦માં. ત્યારપછી પામર્સ્ટને ઇ.સ. ૧૮૫૪માં રશિયાની વિરૂદ્ધ **ક્રિમિયાના** યુદ્ધમાં તુર્કસ્તાનને મદદ મોકલી અને એક વાર ફરીથી તુર્કસ્તાનને નવજીવન અપાવ્યુંહતું પામર્સ્ટન પછી તેના જેવો બાહોશ બીજો પરદેશી નીતિને માટે ખ્યાતિ પામેલો, **ડિઝરેલી** વડોપ્રધાન થયો હતો તેણે પણ પોતાના પૂર્વ મંત્રીનુંજ ધોરણ હાથ ધર્યું હતું. તુર્કસ્તાનને જીવતુ રાખવા ઘણા તેણે પ્રયત્ન કર્યા હતા. આવી રીતે આપણે આખા પૂર્વના **યુરોપ સંબંધી પ્રશ્નમાં** એકજ ધ્યેયને માટે પોતાના હિતને માટે અંગ્રેજોને રશિયા વિરૂધ્ધ પડેલા જોઇએ છીએ. **"તુર્કસ્તાનને જીવતું રાખવાથી પોતે ભયરહીત રહેશે"** એજ દરેક પરદેશી મંત્રીનું કહેવું હતું. એ સહેજે માલમ પડશે.

Q. 42 Give short notes on–(1) Florence Nightingale: (2) Lord Durham (3) Eastern Question.

(૧) **ફ્લોરેન્સ નાઇટિંગેલ :** આ બાહોશ કુમારીનો જન્મ ઇ.સ. ૧૮૨૦ થયો હતો. તેણે માંદા માણસોની તેમજ ઘાયલ થયલાની સારવાર કરવાનું સારૂં શિક્ષણ મેળવેલું. આવું શિક્ષણ લઇ તેણે ઇંગ્લાંડ આવી ત્યાંની

સ્ત્રીઓને પણ શિક્ષણ આપવા માંડ્યું. આજ અરસામાં **ક્રિમિયાનું યુદ્ધ** ફાટી નીકળ્યું અને તે પોતાની સાથે 'નર્સો'નો એક કાફલો લઈ ક્રિમિયા તરફ, ટાઢ અને બીજા દુઃખોથી પીડાતા લશ્કરી સિપાઈઓની સારવાર કરવા. ઇ. સ. ૧૮૫૪માં ઉપડી. તેણે ત્યાં લશ્કરી સિપાઈઓની સારવાર એક 'સગી માતા' ની માફક કરી. અને પોતાના દેશની આવી રીતે સેવા બજાવી, દુઃખનું વાદળ વીટાવવામાં મદદ રૂપ બની. ઘાયલ થયલા સૈનિકો તેમજ બીજી બીમારીથી પડેલાઓને દરરોજ રાત્રે પોતે સંભાળ લેતી એક હાથમાં દીવો લઈ દરેક પથારીએ જતી અને પુછતી "કેમ સારૂં છે ને, ભાઈ?" લોકો આથી તેને "દીપધારિણી"—'A Lady with the Lamp' ને નામે વધુ પીછાને છે. પોતાના દેશની અપૂર્ણ સેવા બજાવી સ્ત્રીઓને એક દેશસેવાનો બીજોજ માર્ગ બતાવી ફ્લોરેન્સ નાઈટિંગેલ મૃત્યુ પામી.

(૨) **લૉર્ડ ડરહામ**:—અંગ્રેજોએ ફ્રેન્ચો પાસેથી કેનેડા છત્યું. ત્યાં અંગ્રેજ અને ફ્રેન્ચો વચ્ચે વારેવારે ઝગડો થતો. આથી નાના પીટે ૧૭૯૦ માં કેનેડાના બે ભાગલા પાડયા. ઉત્તરના ભાગમાં અંગ્રેજ અને દક્ષિણમાં ફ્રેન્ચો અને તેઓને એક 'પ્રતિનિધિ સભા' આપી. પણ કેનેડાનો ગવર્નર તે સભાને જવાબદાર ન હતો. આથી સભા ફક્ત પૂતળા જેવીજ રહી. આથી ૧૮૩૭માં બંડ થયું પણ તે બેસાડી દેવામાં આવ્યું. આખરે ઇંગ્લંડની સરકારે **લૉર્ડ ડરહામ**ને કેનેડાની પરિસ્થિતિનો અભ્યાસ કરવા મોકલ્યો. ડરહામ ઉદાર હતો. તેણે એક નિવેદન બહાર પાડ્યું. આ નિવેદન મારેજ આખા ઇતિહાસમાં ડરહામ નામીચો થઇ ગયો છે. તેના નિવેદનમાં કેનેડાના ભાગલાઓનો નાશ કરી એક આખું કેનેડા કરી દેવું અને બે ધારાસભા બનાવવી. એક ઉપલી ને બીજી નીચલી એવું જાહેર કરવામાં આવ્યું હતું. કેનેડાની નીચલી સભામાં પ્રજાના ચૂંટાયલા સભ્યો અને ગવર્નર ધારાસભાને જવાબદાર રહે. આ પ્રમાણે ઇંગ્લંડના જેવું રાજતંત્ર કેનેડાને આપવાનું તેના નિવેદનથી ઠરાવવામાં આવ્યું. ડરહામ ઉદાર મતવાદી હતો. અને કેનેડાનું દુઃખ તેના ઉદાર દિલથી ટળ્યું.

(૩) જુઓ સવાલ ૪૨માની હકીકત.

**Q. 43. Give an accout of Gladstone's first administration.**

ગ્લેડસ્ટન ઈ.સ. ૧૮૬૮માં વડો પ્રધાન થયો. તેણે ૭ વર્ષ પોતાની સત્તા જાળવી રાખી. આ ૭ વર્ષોમાં તેણે ઘણા સુધારા કર્યા અને પોતાનું ઉદારમતવાદી તરીકેનું નામ દીપાવ્યું. તેને પ્રજાતંત્ર ઘણું ગમતું તેથી લોકોને સત્તા આપવા તે પોતાનું બનતું કરતો. તેણે આવતાંની સાથેજ આયર્લાંડ તરફ નજર દોડાવી.

**આયર્લાંડની નીતિ:**—ઈંગ્લેંડની સરકારે સ્થાપેલા આયર્લાંડના ધર્મખાતામાંના પ્રોટેસ્ટંટો તે ધર્મખાતાના ખર્ચનો ભાર આયરિશ કેથોલિકોના પર નાંખતા. આથી કેથોલિકોનો જીવ દુઃખતો. તેઓને તે ધર્મખાતાંને માટે કર આપવો પડતો. આથી ગ્લેડસ્ટને ૧૮૬૯માં એક કાયદો પસાર કરી તે ધર્મખાતું કાઢી નાંખ્યું. તેમજ પ્રોટેસ્ટંટ ચર્ચને મદદ કરવી પણ બંધ કરી. આવીજ રીતે આયરિશ ગરીબ કેથોલિક ખેડુતોને પણ પ્રોટેસ્ટંટ જમીનદારોના પંજામાંથી છુટા કર્યા. **૧૮૭૦નો Land Act જમીનનો કાયદો** ગ્લેડસ્ટનના વખતમાં પસાર થયો. જમીનદારો ખેડુતોને જેમ ફાવે તેમ કનડતા અને ચુસતા. આથી ગ્લેડસ્ટને ઈ. સ. ૧૮૭૦ના કાયદાથી ઠરાવ્યું કે જમીનદારે, પોતાના કાઢી મુકેલા ખેડુતને જમીનની સુધરાઈ તેમજ ખેતીને માટે ખેડુતને લાગેલાં ખર્ચ ભરી આપવા. ખેડુત જો ઠરાવેલી હાણુ બરાબર આપતો હોય તો જમીનદારથી તેને હાંકી મુકાય નહિ. તેમ છતાં જો તેને છુટો કરવો હોય તો જમીનદારે નુકસાની ભરી આપવીજ જોઈએ. સરકારને પોતાના ખર્ચે ગરીબ લાયક ખેડુતને જમીનદારો પાસેથી જમીન અપાવવાનો અધિકાર અપાવ્યો.

૧૮૭૦માં તેણે **કેળવણી સંબંધી કાયદા** પસાર કર્યો. આ કાયદાથી ફરજીઆત પ્રાથમિક શિક્ષણ દાખલ કરવામાં આવ્યું. બધા પરગણામાં સ્કુલ બોર્ડો સ્થાપી. આ માટેનો ખર્ચ પુરો પાડવા સ્કુલબોર્ડને અધિકાર આપ્યો તેમજ ધર્મ સંબંધી બંધન કાઢી નાંખી રોમન કેથોલિકોને

પણ ૧૮૭૧થી ઓક્સફર્ડ તેમજ કેમ્બ્રિજ વિશ્વવિદ્યાલયોમાં દાખલ થવાની છૂટ આપી. ૧૮૭૨થી સ્કોટલાંડમાં પણ ફરજીઆત પ્રાથમિક શિક્ષણનો કાયદો દાખલ કર્યો.

**સૈન્ય સંબંધી સુધારો:**—અત્યારસુધી સૈન્યમાં ઊંચી પદવીને માટે લાંચરૂશ્વત આપવાની પધ્ધતિનો નાશ કરવામાં આવ્યો. લશ્કરના અમલદાર તરીકે યોગ્ય માણસોનેજ નિમવામાં આવ્યા. તેમજ દરેક સિપાહીને ૭ વર્ષ સુધી નોકરી કરવી. ત્યારપછી જરૂર પડે બીજા પાંચ વર્ષની મુદત નક્કી કરી આખા સૈન્યને લડાઈ ખાતાના પ્રધાનની સત્તા નીચે મૂક્યું. ૧૮૭૧-૭૨.

**બેલટ એક્ટ:**—પણ પસાર કરી ચૂંટણીનું ધોરણ વ્યવસ્થિત બનાવ્યું ૧૮૭૨. મજુર મંડળોને પણ કાયદેસર ઠરાવવા માટે ૧૮૭૧માં એક કાયદો પસાર કર્યો. આ પ્રમાણે પોતાના પહેલા કારભાર દરમ્યાન ઉપલા તેણે સુધારા કર્યા.

હવે આપણે ગ્લેડસ્ટનની પરદેશનીતિ તરફ નજર ફેરવીએ. તેની પરદેશનીતિમાં દમ નહિ હતો. ફ્રાન્સ અને જર્મનીના યુધ્ધમાં જર્મની જીત્યું હતું. રશિયા પણ તુર્કસ્તાન માટે કારસ્તાન ગોઠવતું હતું. આ બાબતોમાં ગ્લેડસ્ટને આંખ આડા કાન કર્યા કારણકે તે શાંતિપ્રિય પ્રધાન હતો. તેને લડાઈ નહિ ગમતી. આવી પરદેશનીતિથી ઇંગ્લાંડની પ્રતિષ્ઠાને હાનિ પહોંચી. ઈ. સ. ૧૮૭૪માં ગ્લેડસ્ટનના સામા પક્ષે તેની વિરૂધ્ધનો ઠરાવ મૂક્યો. અને તે પસાર થવાથી ગ્લેડસ્ટને રાજીનામું આપ્યું.

ગ્લેડસ્ટનનો પહેલો આખો રાજકારભાર, લોકહિત તેમજ લોકોની સત્તા વધારવા માટે કરેલા સુધારાઓમાં પુરો થયો. તેણે દેશની અંદરની સ્થિતિ સુધારવા પ્રયત્નો કર્યા. તેની પરદેશનીતિને લીધે તેનો કારભાર ભારે પડયો. દેશની બહાર જરાપણ નજર તેણે નહિ ફેરવેલી એમ કહીએ તો ચાલે—આથીજ તેની પરદેશનીતિ નિર્બળ ગણાઇ.

## Q. 44. Sketch the career of Gladstone.

શાંતિપ્રિય ગ્લેડસ્ટનનો જન્મ ૧૮૦૯ થયો હતો. જાતે તે સ્કોટ હતો. પાર્લામેન્ટમાં ટોરી પક્ષ તરફથી ચૂંટાઈને તે આવ્યો. પીલ સાથે તેણે કામ કર્યું હતું; અને પછી તેના વિચારોએ વળાંક લીધો. ખુલ્લો વેપાર તેમજ અનાજના કાયદા માટે પીલની સાથે તે પણ લિબરલ પક્ષના વિચારોમાં ભળ્યો. તે ત્યાર પછી પક્કો ઉદારમતવાદી થયો. ત્યાર પછી, તેની પ્રતિભાએ એક અજોડ નેતા બનાવ્યો. તે મજુર પક્ષ તેમજ મધ્યમ વર્ગનો પ્રાણ સમો હતો. "શાંતિ, કરકસર. અને સુધારા" પછવાડો ગ્લેડસ્ટન ઘેલો બનેલો. આ ઘેલછામાં તેની પરદેશનીતિ દમ વગરની બની. તેના ચાર વખતના કારભારમાં ઉપસી ગેલછા તરી આવે છે. (૧લા કારભારની માહીતિ માટે જુઓ સવાલ ૪૩ મો.)

ઇ. સ. ૧૮૮૦માં બીજીવાર, લિબરલોની જીત થવાથી. ગ્લેડસ્ટનને વડા પ્રધાનનું પદ મળ્યું. આયર્લાંડ સાથે પોતાની ઘેલછા પ્રમાણે આયર્લાંડનો બીજો જમીનનો કાયદો (Land Act) ૧૮૮૧માં પસાર કર્યો. આ **જમીનના કાયદાથી** ખેડુતોની દાણને માટે ખેડુત તેમજ જમીનદારોની તકરારનો નિવેડો લાવવા તેણે 'લેન્ડ કોર્ટ'ની સ્થાપના કરી. આજ કોર્ટ કોને કેટલું દાણ આપવું તે નક્કી કરી આપતી. આટલી ખામી આગલા ૧૮૭૦ના કાયદામાં રહી ગઈ હતી. પણ હજુ આયરિશ લોકો સંતોષાયા ન હતા. તેમણે દાણ નહિ આપવાની ચળવળ ઉઠાવી. અને ચળવળે ઘણું ભયંકર સ્વરૂપ ધારણ કર્યું. ગ્લેડસ્ટનને સખત થવું પડ્યું; તેઓના નેતા પાર્નેલ વગેરેને કેદ કર્યા.

ઇ.સ. ૧૮૮૪-૮૫માં મજુર લોકો તેમજ બીજા વર્ગનું હિત જાણીને તેને રાજકીય હક્ક આપવા ત્રીજું પાર્લામેન્ટના સુધારાનું બીલ મુક્યું, તે પસાર થયું. (આ બીલની હકીકત માટે જુઓ સવાલ ૩૫માનો (૨) જો ભાગ.)

આપણે આગળ કહી ગયા તેમ તેની પરદેશનીતિ શાંતિ રાખવાની તેમજ બળ વિનાની હતી. આ નીતિની રૂએ અફઘાનિસ્તાન સાથેનું યુદ્ધ પણ બંધ કરાવી, સંધિ કરી, સૈન્ય પાછું બોલાવ્યું. બોઅર યુદ્ધમાં પણ

ગ્લેડસ્ટને ઉદારતા દાખવી. તેથી આ પણ તે નિષ્ફળ નિવડયો. ઇજિપ્ત સાથે ઇંગ્લાંડનો વિજય થયો પણ સુદાનને તેનો બદલો લીધો. અંગ્રેજોની કતલ થઇ.

ત્રીજીવાર ૧૮૮૬માં આયરિશ લોકોની મદદથી ગ્લેડસ્ટન વડા પ્રધાન પદે આવ્યો. આવ્યા પછી આયર્લાંડ માટે હોમરૂલનું બીલ મૂક્યું. આથી લિબરલ મંડળમાં ભંગાણ પડ્યું, અને તેથી બીલ ઉડી ગયું. ગ્લેડસ્ટને આથી રાજીનામું આપ્યું; ૧૮૮૬. ત્યારપછી ગ્લેડસ્ટન છેલ્લી અને ચોથી વાર ૧૮૯૨માં વડો પ્રધાન થયો. પાછું આયર્લાંડનું 'હોમરૂલ બિલ' આમ સભામાં મૂક્યું. પણ તેને ઉડાવી ફેંકી દીધું. આ વખતે પણ ગ્લેડસ્ટને રાજીનામું આપી રાજ્યકારભારમાંથી છુટ્ટી લઇ લીધી: ૧૮૯૪.

ઇંગ્લાંડના ઇતિહાસમાં ગ્લેડસ્ટનનું સ્થાન, મોટો પિટ, નાનો પિટ, તેમજ બીજા પ્રતિભાશાળી નરવીરોની હારમાં રહેલું છે. તે પ્રજાપક્ષને માટેજ હતો એમ એમના કારભાર પરથી સહેજે જણાઇ આવશે. ટુંકમાં ગ્લેડસ્ટન એક શ્રેષ્ઠ શાંતિપ્રિય પ્રધાન હતો. શાંતિ માટે તે ઉદ્દગાર કાઢતો "શાંતિ મળવી મુશ્કેલ છે. શાંતિથી આપણે હજાર લડાઇઓએ અધિક કાર્યો કરી શકીએ છીએ." ગ્લેડસ્ટન એક સુંદર વક્તા તેમજ લેખક હતો.

## Q. 45. Write short notes on:-(1) Holy Alliance; (2) Gladstone and the Irish Question. (3) The Reforms of Huskinson. (4) The Fenian Movement.

(૧) **પવિત્ર સંઘ:**—વૉટર્લુની લડાઇ ખતમ થઇ ત્યારપછી યુરોપના દેશોએ—ઓસ્ટ્રિઆ, પ્રશિયા, રશિયા—વગેરેએ 'પવિત્ર સંઘ' નામનો એક સંઘ સ્થાપ્યો. રાજાઓનો વિચાર 'પવિત્ર સંઘ' ઊભો કરી પ્રજા હક્કને કચડી નાંખવાનો હતો. આથી ઇંગ્લાંડના પરદેશી નીતિ માટે ખ્યાતિ પામેલા લોર્ડ કેનિંગે તેનો જબરો વિરોધ કર્યો. અને આ 'સંઘ'માં ઇંગ્લાંડને ભાગ નહિ લેવા દીધો. કારણ કેનિંગની પરદેશનીતિ ઉદાર હતી. ફ્રેન્ચ ક્રાન્તિથી ઉભી થયેલી સ્વતંત્રતાની ભાવનાને મારી નાંખવાના વિચારેજ ઉપજેલા સંઘનો

જન્મ થયો હતો. એમ ઇંગ્લાંડને લાગ્યું. તેથી 'પવિત્ર સંઘ'ની ગંધ તેને નહિ રુચી.

(૨) જુઓ ૪૩–૪૪ સવાલોના જવાબોમાંની ગ્લેડસ્ટનની આયર્લાંડની નીતિ.

(૩) હસ્કિસનના સુધારાઃ—હસ્કિસન અર્થ શાસ્ત્રમાં પ્રવીણ હતો હતો અને ખુલ્લા વેપારનો હિમાયતી હતો. તેણે નૌકાનયનના કાયદામાં સુધારો કર્યો. તે પરદેશી અનાજની ઉપર જકાત લેવા માટે 'સ્લાઇડિંગ સ્કેલ' દાખલ કર્યું. આથી જ્યારે ધાન્યનો ભાવ ઊંચે ગયો હોય ત્યારે ઓછી જકાત લેવી અને ધાન્યનો ભાવ નીચે ગયો હોય ત્યારે વધુ જકાત લેવી એવું ઠર્યું. તેમજ તેણે પરદેશી કાચા માલપરની ઘણીખરી જકાત રદ કરી. પાકા માલપરની ભારે જકાત કાયમ રાખી. આથી કંઈ અંશે ખુલ્લા વેપારના પડછાયા પાડ્યા; પણ આથી કારખાનાવાળાઓનેજ લાભ થયો. હસ્કિસને ફક્ત વેપારીજ સુધારા કર્યા છે. એમ કહીએ તો ખોટું નહિ કહેવાય.

(૪) **ફેનિયન ચળવળઃ**—ઇ. સ. ૧૮૪૬માં આયર્લાંડના દુકાળના પરિણામે 'કોર્ન લૉ'—અનાજનો કાયદો રદ કર્યો. તો પણ આયરિશોના દુઃખ ટળ્યાં નહિ. આથી સ્મિથ ઓબ્રાયનની નેતાગીરી હેઠળ લોકોએ ચળવળ ઉઠાવી. સરકારે આને બંધ કરી. પણ ૧૮૫૮માં 'ફેનીયન સોસાયટી' ઉભી કરી. આનું ધ્યેય આયર્લાંડને ઇંગ્લંડથી સ્વતંત્ર કરવાનું હતું. આ ચળવળની જ્વાલા અમેરિકા ઇંગ્લાંડ તેમજ આયર્લાંડમાં લાગી. ઇંગ્લાંડ ને આયર્લાંડમાં આનું જોર ખુબ વધ્યું અને તેથી ભયંકર સ્થિતિ ઉપસ્થિત થવા પામી. આખી ચળવળ ૧૮૬૭માં દાબી દેવામાં આવી.

## Q- 46. Give a short life-sketch of Palmerston.

**પામર્સ્ટનઃ**—તેનો જન્મ એક શ્રીમંત આયરિશ ઉમરાવને ત્યાં ૧૭૮૪માં થયો હતો. ૨૩ વર્ષની વયે તે પાર્લામેંટમાં દાખલ થયો. ઇ.સ. ૧૮૩૦થી ૬૫ સુધી, અમુક વચમાં થોડો સમય જવા દેતાં, ઇંગ્લાંડની

પરદેશનીતિનું સુકાન તેના હાથે આવ્યું. તે પણ કેનિંગનો જ ચેલો હતો. તેની પરદેશનીતિ ત્રણ મુદ્દાઓ પર રચાયલી હતી. (૧) ઇંગ્લાંડનો વટ વધારવો અને પરદેશી રાષ્ટ્રો પર તેની છાપ પાડવી. (૨) રાષ્ટ્રત્વની ભાવના લોકોમાં પેદા કરવી અને તેને પ્રોત્સાહન આપવું. (૩) રશિયાની અભિલાષાને બર આવવા દેવી નહિ અને તુર્કસ્તાનને જીવતું રાખવું. આ મુદ્દાઓને તે વળગી રહી પોતાનું ધાર્યું જ કરતો. તે પ્રધાન મંડળના પોતાના સાથીઓ તેમજ ખુદ રાણી વિક્ટોરીઆને પણ કેટલીકવાર સમજાવી પોતાના કાર્યમાં આગળ ધપતો.

ઈ. સ. ૧૮૩૦માં પામર્સ્ટને બેલ્જીયમને સ્વાતંત્ર્ય અપાવ્યું અને બેલ્જી-અમમાં ફ્રાન્સને પગ પેસારો કરતાં અટકાવ્યું. સ્પેન અને પોર્ટુગલમાં પણ ચાલતી પ્રજાસત્તાક રાજ્યની ચળવળને તેણે અનુમોદન આપ્યું. ૧૮૩૩માં તુર્ક-સ્તાનને મદદ કરી; અને તેને જીવતું રાખ્યું. ફ્રાન્સની મદદ લઈ ઇજીપ્તના સુબા મહમદઅલીએ તુર્કસ્તાન પર હલ્લો કર્યો. આથી ફ્રાન્સને દબાવવા અને તુર્કસ્તાનને જીવતું રાખવા જ પામર્સ્ટને ઉપલું પગલું ભર્યું.

ક્રિમિયન યુદ્ધ વખતે પણ પામર્સ્ટનની ખોટ જણાવા લાગી. પ્રધાન મંડળ બદલાયું અને પાછો, પરદેશ ખાતાના તોફાને ચડેલા નાવનો પામર્સ્ટન સુકાનિ થયો. રશિયાનો કટ્ટો દુશ્મન તે હતો. તેણે ધીરજ અને ચતુરાઈથી ડૂબતા નાવને બચાવી લીધું. રશિયાને ફાવવા દીધું નહિ. ઈ. સ. ૧૮૪૮માં જે જે યુરોપના દેશોમાં રાજક્રાન્તિ થઈ હતી તે બધાને પામર્સ્ટને અનુમોદન આપેલું. ચીનમાં ઇંગ્લાંડના ધ્વજનું અપમાન થયું, તેથી તેણે ચીન સાથે યુદ્ધ કર્યું અને વેપારી અધિકારો તેમજ યુદ્ધનો ખર્ચ લીધો. નીચેના કાર્યોમાં તે વિજયી ન બન્યો અને બદલામાં ઇંગ્લાંડની આબરૂને હાનિ પહોંચી. પોલાંડ તેમજ ડેનમાર્કની બાબતોમાં તે મદદ કરી શક્યો નહિ અને તેને અપજશ મળ્યો. બાકી આખી તેની પરદેશનીતિ માટે, તે પણ કેનિંગની જેમ ખ્યાતિ પામ્યો. ઈ. સ. ૧૮૬૫માં તે મૃત્યુ પામ્યો.

Q. 47. Give an estimate of Disraeli's career.

ડિઝરેલીનો જન્મ ૧૮૦૪માં એક યાહુદી કુટુંબમાં થયો હતો. તે તેના નાનપણમાં રંગીલા ડિઝરેલી તરીકે ઓળખાતો. તે ઈ. સ. ૧૮૩૭માં ટોરી પક્ષ તરફથી પાર્લામેંટમાં ચૂંટાઈને આવ્યો. ત્યારે ગ્લેડસ્ટન અને ડિઝરેલી બંને ટોરીજ કહેવાતા પણ પીલની સાથે ગ્લેડસ્ટનના વિચારો ફેરવાયા અને તે લીબરલ થયો અને આગળ પર તેજ પક્ષનો નેતા બન્યો. જ્યારે ડિઝરેલી ટોરી પક્ષનેજ પકડી બેસી રહ્યો અને ભવિષ્યમાં તે પક્ષનો આગેવાન થવા પામ્યો. આથી તે ગ્લેડસ્ટનનો પક્કો વિરોધી હતો તે સહેજે માલુમ પડશે. તે જીવ્યો ત્યાંસુધી ગ્લેડસ્ટનનોજ વિરોધી રહ્યો. તે ટોરી પક્ષની પહેલી પાટલીએ પહેલો બેસી ગ્લેડસ્ટનની દમ વગરની પરદેશનીતિની હિંમતથી ઝાટકણી કાઢતો. ડિઝરેલીએ પોતાના દેશની અજબ સેવા કરી છે. પોતાના દેશને માટે તેને માન હતું. તે સામ્રાજ્યવાદી હતો. તેમજ તેણે દેશની અંદર પણ સુધારા કર્યા હતા. આપણે તેના રાજ્યકારભારના બે ભાગલા પાડીશું. (૧) અંતસ્થ કારભાર (૨) પર રાષ્ટ્રિય.

(૧) **અંતસ્થ કારભાર:**—ઈ. સ. ૧૮૬૭માં ડિઝરેલીએ જ્યારે જોયું કે પ્રજાને સુધારાની જરૂર છે. એટલે તેણે ૧૮૬૭નો પાર્લામેન્ટનો બીજો સુધારો લીબરલોની સહાયથી પસાર કરાવ્યો અને પ્રજાનું દિલ પોતે જીતી લીધું. આ રીતે કોન્ઝરવેટિવ ડિઝરેલી ઈ. સ. ૧૮૬૭ના બીલ માટેનું માન ખાટી ગયા. (બીલના વિગત માટે જુઓ, સવાલ ઉપમાનો ભાગ ૧લો)

ઈ. સ. ૧૮૭૪માં ગ્લેડસ્ટનનો ૧લો કારભાર ખતમ થયો ત્યારપછી ડિઝરેલીએ પ્રધાનમંડળ રચ્યું; અને તે બીજીવાર મુખ્યમંત્રિ થયો ૧૮૭૫ માં તેણે એક કારીગર નિવાસ ગૃહોનો કાયદો પસાર કર્યો. આ મુજબ તંદુરસ્તીને હાની પહોંચે એવા લત્તાઓમાં આવેલા ઘરોનો નાશ કરવાનો તેમજ મજુરોને માટે નવાં હવાઉજાસવાળાં ઘરો બાંધી આપવાનો હક્ક મ્યુનિસિપાલિટિઓને અપાવ્યો. ફરજીયાત પ્રાથમિક કેળવણીનો કાયદો પણ પસાર કરાવ્યો. ઈ. સ. ૧૮૭૬માં રાણી વિકટોરિયાને “કૈસરે હિંદ”નું પદ આપવા સબંધી કાયદો પસાર કરાવ્યો. ઈ. સ. ૧૮૭૮માં કારખાના સબંધી (factory act) કાયદો પસાર કર્યો. આ મુજબ ૧૦થી નીચેની વયના

બાળકો પાસે કારખાનામાં કામ લેવાની બંધી કરી. ૧૦થી ૧૫ વર્ષના છોકરાઓને અર્ધા દિવસનું કામ સોંપવું. તેમજ સ્ત્રીઓને વધુમાં વધુ. અઠવાડીઆના ૬૦ કલાકજ કામ આપવું એમ ઠરાવ્યું. આવી રીતે સુધારો કરી કારખાનાવાળાઓના પંજામાંથી મજુરોને કંઈક અંશે બચાવ્યા.

(૨) પર રાષ્ટ્રીય:—ડિઝરેલી સામ્રાજ્યવાદી હોવાથી તેનો વિચાર એવો હતો કે ઈંગ્લાંડની પરદેશોમાં આબરૂ વધારવી તેમજ તેની હકુમત પણ વધારવી અને સામ્રાજ્યનો વિસ્તાર કરવો. ઈ.સ. ૧૮૭૫માં ઈજીપ્ટના સુલતાન પાસેથી ૪૦ લાખ પૌંડ આપી સુએઝની નહેરના ½ ભાગના શેરો ખરીદી લીધા. અને ઈંગ્લંડનો અધિકાર સુએઝની નહેર પર કરી લઈ હિંદુસ્તાન આવવાના જળમાર્ગ પર કાબુ મેળવ્યો. તુર્કસ્તાન ક્રિમિયાના યુધ્ધ પછી, ખ્રિસ્તિઓને કનડતું હતું. રશિયા આ તકનો લાભ લઈ, બાલ્કન સંસ્થાનોને તેમનું સ્વાતંત્ર્ય અપાવવા તેમની સાથે જોડાયું. અને તુર્કસ્તાનનો પરાજય થયો. સેટસ્ટેફેનોની સંધિ થઈ. આથી ડેઝરેલી તરતજ તુર્કસ્તાનની મદદે ગયો અને લડાઈની ધમકી રશિયાને આપી સંધિમાં સુધારો કરાવ્યો. ૧૮૭૮. ડેઝરેલીએ પોતાના માણસ હિંદના વાઈસરોય લોર્ડ લિટન—, પાસે અફઘાનિસ્તાનમાં વધતી જતી રશિયાની સત્તાને અટકાવવા અફઘાનો સાથે લડાઈ કરાવી. પણ આથી ડિઝરેલીને ઈ.સ. ૧૮૮૦માં રાજીનામું આપવું પડ્યું.

ટૂંકમાં ડિઝરેલીની પૂર્વના પ્રદેશ માટેની નીતિ પામર્સ્ટન વગેરેના જેવીજ હતી. તેની, "રશિયાની સત્તા વધવાજ ન દેવાની." નીતિ હતી. તેને આયર્લાંડની ચળવળ તરફ પણ અણગમો હતો તેમજ ખુલ્લા વેપારનો પણ વિરોધી હતો. ડેઝરેલી એક પ્રખર યુધ્ધ પ્રધાન તેમજ અચ્છો નવલકથાકાર હતો. તે ઈતિહાસમાં ગ્લેડસ્ટનના વિરોધી તરીકે વધુ જાણીતો છે. તે ૧૮૮૧માં મૃત્યુ પામ્યો.

**Q. 48. Write short notes on:—Disraeli's second administration. (2) Palmerston's Foreign policy.**

(૧) જુઓ સવાલ ૪૭ અને (૨) જુઓ સવાલ ૪૬માની હકીકતો.

**Q. 49. Give on account of the relations between England and Ireland in the 19th century.**

ઈ. સ. ૧૮૦૦ના 'ઈંગ્લંડ અને આયર્લાંડના સંયોગ'ના કાયદાથી આયરિશ લોકોને કંઈ સંતોષ થયો ન હતો. તે લોકોને નાના પિટે આપેલું ધર્મછૂટનું વચન, કિંગ જ્યોર્જના જક્કીપણાને લઈને પળાયું ન હતું. આને લઈને તે સંયોગ રદ કરવા પ્રજાએ ચળવળ શરૂ કરી. ૧૮૨૩માં આયરિશ કેથોલિક ડેનિઅલ ઓ'કોનેલે 'આયરિશ એસોસીએશન' ઊભું કર્યું. અને કેથોલિક લોકોમાં તેમના રાજદ્વારી અધિકારો માટે જાગૃતિ આણી. ઓ'કોનેલ પાર્લામેન્ટના પ્રતિનિધિ તરીકે કલેર પરગણા તરફથી બહુમતિથી ચૂંટાયો પણ પાર્લામેન્ટમાં તેને નહિ બેસવા દીધો: કારણ તે કેથોલિક હતો. આયર્લાંડને આથી ઓ'કોનેલે ઉશ્કેર્યું. વેલિંગટને અને પીલે આ ચળવળ વધુ ગંભીર બને નહિ માટે ૧૮૨૮માં 'ટેસ્ટ એક્ટ' અને 'કોરપોરેશન એક્ટ' રદ કરાવ્યા અને ૧૮૨૯માં કેથોલિક ધર્મ છૂટનો કાયદો પણ પસાર કરાવ્યો.

ઈ. સ. ૧૮૨૯ના કાયદાથી ઓ'કોનેલને પાર્લામેંટમાં બેસવાની પરવાનગી મળી. ત્યારપછી તેણે કેથોલિક પર પ્રોટેસ્ટંટ ચર્ચના નિભાવને માટે જે કર હતો તે રદ કરવા માટે ચળવળ ઊભી કરી. ચળવળ ભયંકર બની અને ઈંગ્લંડની સરકારને ઓ'કોનેલના કહેવા મુજબ અમુક સુધારા કરવાની ફરજ પડી તેથી ચળવળ બંધ પડી. ઓ'કોનેલે બીજી નવી ચળવળ ઉપાડી. તે ઈંગ્લાંડ અને આયર્લાંડની પાર્લામેંટો જુદી કરવાની હતી. જાહેર ભાષણો આપી આખા દેશને ઓ'કોનેલે જાગ્રત કર્યું. પાર્લામેંટ જુદી હોવી જોઈએ એમ બધાંના દિલમાં ઠસાવ્યું. હવે ઈંગ્લંડની સરકારે રાજદ્રોહનો આરોપ મૂકી તેને કેદ કર્યો ૧૮૪૦. પણ થોડાજ વખતમાં છોડી મૂક્યો. ત્યારપછી આયર્લાંડમાં "તરુણ આયર્લાંડ" નામનો નવો પક્ષ ઊભો થયો આની સાથે 'ઓ'કોનેલ મળતો ન થયો.'

આયર્લાંડમાં દુકાળ પડવાથી ઈંગ્લંડની સરકારે ૧૮૪૬માં અનાજનો કાયદો નાબુદ કર્યો. જમીન સંબંધી કાયદો પણ કર્યો. પણ પ્રજાને કંઈ

તેનાથી લાભ ન થયો. પ્રજાએ વધુ ચળવળ જોશમાં ઉપાડી આથી ઇંગ્લંડે કડક પગલાં લીધાં.

આયર્લાંડમાં ત્યાર પછી સ્મિથ ઓબ્રાયનની નેતાગીરી નીચે સશસ્ત્ર લડાઇ થઇ પણ તેમાં કંઇ ન વળ્યું. ત્યારપછી આયર્લાંડને સ્વાતંત્ર્ય અપાવવા ૧૮૫૮માં ફેનિયન મંડળ ઉભું થયું. આ મંડળના લોકોએ અમેરિકા, આયર્લાંડ તેમજ ઇંગ્લંડમાં પણ પોતાની ચળવળની અસર ફેલાવી તેથી દેશની રાજકીય સ્થિતિએ ભયંકર સ્વરૂપ લીધું.

હવે ગ્લેડસ્ટન ૧૮૬૭માં વડો પ્રધાન થયો અને આયર્લાંડ તરફ તેણે પોતાનું ધ્યાન દોડાવ્યું. તેણે આયર્લાંડમાં શાંતિ સ્થાપવા ઘણા સુધારા કર્યા. પ્રોટેસ્ટંટો કેથોલિક પાસેથી તેમની ઉપજનો દશમો ભાગ પ્રોટેસ્ટંટ દેવળના નિભાવ માટે લેતા હતા તે ગ્લેડસ્ટને બંધ કર્યો. જમીન સબંધી સુધારો કર્યો. ૧૮૭૦; પણ આયર્લાંડમાં શાંતિ સ્થપાઇ નહિ. આથી ગ્લેડસ્ટન જરા કડક થયો.

આયઝેક બટ નામના પુરૂષે આયર્લાંડની પાર્લામેન્ટને જુદી પાડવા માટે "હોમ રૂલની ચળવળ" ચલાવી. ઇંગ્લાંડની પાર્લામેન્ટમાં તે દરેક વખતે "હોમરૂલનું" બીલ મુકતો પણ કોઇપણ તે તરફ ધ્યાન આપતું નહિ. ઇ. સ. ૧૮૭૨ પછી આથી આયર્લાંડની ચળવળની લગામ પાર્નેલે લીધી. તેણે ભાષણ સ્વાતંત્ર્યનો હક્ક લઇ દરેક વખતે તે પાર્લામેન્ટમાં ભાષણ કરવા ઉભો થતો અને આયર્લાંડની " હોમરૂલ ચળવળ " તરફ દરેકનું ધ્યાન દોરતો. તે અંગ્રેજોનો આવી રીતે શત્રુ બન્યો. અને પાર્લામેંટના કામમાં ભાંગફોડી નાંખતો. ત્યારપછી ૧૮૭૯માં પાર્નેલે જમીન સંઘ (Land league)ની સ્થાપના કરી અને ખેડુતોના હિતને માટે ઉગ્ર ચળવળ ઉપાડી. ૧૮૮૧માં ગ્લેડસ્ટને (૨) જો જમીન સંબંધી કાયદા પસાર કર્યા. પણ પાર્નેલે આથી મહેસુલ નહિ આપવાને ખેડુતોને ઉશ્કેર્યા. ઇંગ્લંડે આથી જમીન સંઘ (Land league)ને ગેરકાયદેસર ઠરાવ્યોને પાર્નેલને કેદ કર્યો; પણ જ્યારે તે છૂટયો ત્યારે પાછી 'નેશનલ લીગ' સ્થાપી. "હોમ રૂલ"ની ચળવળ ઉપાડી. ગ્લેડસ્ટને ૧૮૮૫માં આયર્લાંડના પ્રશ્નનો નિવેડો લાવવા "હોમરૂલ"નું બીલ પાર્લામેંટમાં મુક્યું પણ તે નિષ્ફળ ગયો. ગ્લેડસ્ટને આથી રાજીનામું આપ્યું હતું.

ત્યારપછી ૧૮૯૨માં પણ ગ્લેડસ્ટને તેજ બીલ મૂક્યું; પણ અમીરોએ તે ઉડાવી ફેંકી દીધું હતું. આવી રીતે ગ્લેડસ્ટનની પણ આયર્લાંડના પ્રશ્નમાં હાર થઈ હતી અને આયર્લાંડની પણ ૧૯મા સૈકામાં 'હોમ રૂલ'ની ચળવળ નિષ્ફળ ગઈ હતી.

**Q. 50. Write short notes on:–(1) Ballot Act. (2) Land Acts; (3) The Purchase of Suez Canal; (4) Factory Acts. (5) Stamp Act.**

(૧) બેલટ એક્ટ:–૧૮૭૨ સુધી પાર્લામેંટમાં સભાસદો ચૂંટણીમાં લાંચ રૂશ્વત આપીને ચૂંટાઈ આવતા. મતદારોને મત આપતાં આથી અડચણ પડતી. કારણ મત આપવાની રીત ગુપ્ત ન હતી. આથી કોણે કોને મત આપ્યો છે તે જણાઈ આવતું. આ રીતને નાબુદ કરવા આઈરિશોએ માંગણી કરેલી પણ સ્વિકારાયલી નહિ. ત્યારપછી ગ્લેડસ્ટને ૧૮૭૨માં બેલટ એક્ટ પસાર કર્યો. આથી મતદારો સહેલાઈથી પોતાની ઈચ્છા પ્રમાણે અને કોણે કોને મત આપ્યો છે તે ખબર બીજાને પડ્યા વગર મત આપી શકતા. આ મત આપવાની ગુપ્ત પદ્ધતિને બેલટ એક્ટ કહે છે.

(૨) જમીન સંબંધી કાયદા:–જુઓ સવાલ ૪૩ અને ૪૪માં ગ્લેડસ્ટનના જમીન સંબંધી કાયદાઓ.

(૩) **સુએઝ કેનાલના શેરો:**–ડિઝરેલીએ ૪૦ લાખ રૂપીઆ આપી ઈજીપ્તના સુલતાન પાસેથી સુએઝ કેનાલના ½ ભાગના શેરો ખરીદી લીધાં. આ કામ ડિઝરેલીને પ્રશંસાને પાત્ર છે. આથી સુએઝ પર ઈંગ્લાંડનો અધિકાર સ્થાપિત થયો અને તેઓને મહત્વતા મળી. હિંદ આવવાનો માર્ગ પોતાનો કર્યો. આ ખરીદીમાં ડિઝરેલીની ચતુરાઈ તરી આવે છે.

(૪) **કારખાના સામે કાયદાઓ:**–જુઓ સવાલ ૪૭મો. ડિઝરેલીના કરેલા કારખાના સંબંધીના કાયદાની હકીકતો તેમજ ૩૦મા સવાલનો જવાબ પણ જુઓ.

(૫) સ્ટેમ્પ એક્ટ:–ઈંગ્લાંડને સપ્ત વાર્ષિક યુદ્ધમાં ઘણું ખર્ચ થયું. આ કરજને લીધે અમેરિકન સંસ્થાનો માટે પ્રધાન ગ્રેનવીલે ઈ.સ. ૧૭૬૫માં

સ્ટેમ્પ એકટ નામનો કાયદો પસાર કર્યો. આ કાયદાની રૂએ દસ્તાવેજો, વસિયતનામું, ભાગીદારીનો દસ્તાવેજ વગેરે સરકારી સ્ટેમ્પવાળા કાગળો પરજ લખવા એમ ઠર્યું. આ કાયદાનો અમેરિકનોએ સખત વિરોધ કર્યો, અને આ એક નજીવું કારણ અમેરિકન સંસ્થાનોને સ્વતંત્રતાની લડાઈ ઉભી કરવા માટેનું કારણ બન્યું હતું.

**Q. 51. Write short notes on:–(1) Abolition of slavery, (2) Free Trade Movement; (3) Civil List; (4) John Bright (5) Liberals and Conservatives.**

(૧) **ગુલામીનો અંત:**—ગુલામોની મુક્તિની ચળવળ ખરેખરી વિલિયમ વિલ્બર ફોર્સે ચલાવી. ગુલામોની સ્થિતિ તેણે જોઈ. લોકો ગુલામોને કેવી રીતે રાખે છે? તેઓની સાથે કેવી રીતની વર્તણુંક ચલાવે છે? વગેરે ઘણીજ દુઃખદ ગુલામીની નીતિ ને લીધે વિલ્બરફોર્સનું હૈયું ભરાઈ આવ્યું. તેણે અમાનુષિ નીતિનો અંત લાવવા નાના પિટને પ્રેરણા આપી. વિલ્બરફોર્સે ૧૭૯૧માં 'ગુલામીનો અંત'નું બીલ મુક્યું હતું પણ તે ઉડી ગયું હતું. ત્યારપછી ફોક્સે ૧૮૦૬ અને ૧૮૦૭માં બીજીવાર એજ બીલ મુક્યું હતું આ વખતે ફક્ત 'ગુલામીના વેપાર'નો અંત આવ્યો પણ ગુલામગીરીનો અંત નહોતો આવ્યો. ઈ.સ. ૧૮૩૩માં સુધરેલી પાર્લામેન્ટે બધાં ગુલામોને મુક્તિ અપાવી. ગુલામોના માલીકોને તેના બદલામાં ૨ કરોડ પાંડ આપવામાં આવ્યાં. ત્યારપછી ૫ વર્ષમાં બધાં ગુલામોને તેમના ક્રૂર માલીકો પાસેથી મુક્તિ મળી ગઈ હતી આ રીતે વિલ્બરફોર્સનું ધ્યેય પાર પડ્યું હતું.

(૨) **ખુલ્લા વેપારની ચળવળ:**—ખુલ્લા વેપારના અનુયાયીઓ કહેતાં કે દેશને ફક્ત જકાતનું ઉત્પન્ન આવે તે દૃષ્ટિથીજ પરદેશી માલપર જકાત નાંખવાની છે. નહિ કે પરદેશી માલ પર ભારે જકાત નાંખી દેશના માલનેજ ફક્ત ઉત્તેજન આપવાની. તેઓની નીતિ પરદેશી માલપરથી જકાત કાઢી નાંખી પોતાના માલનો પણ પરદેશમાં વગર જકાતે ખપાવવાની હતી. નાના પિટે ખુલ્લા વેપારનું ધોરણ હાથ લીધું. ગ્લેડસ્ટન, પીલ, વગેરેએ

પણ આજ ધોરણને અનુમોદન આપ્યું અને તેજ પ્રમાણે ચાલ્યા. દેશમાં પીલના વખતમાં ધાન્યનો કાયદો ચાલતો હોવાથી એક ૧૮૩૮માં એન્ટીકોર્ન લૉ લીગનો જન્મ થયો હતો. તેના આગેવાન જોન બ્રાઈટ અને રિચર્ડ કૉબ્ડનનો આશય ધાન્યનો કાયદો રદ કરી ખુલ્લા વેપારનું ધોરણ ગ્રહણ કરવાનો હતો. તેથી તેઓએ ખુલ્લા વેપારની ચળવળ ઉપાડી. આખરે ઈ.સ. ૧૮૪૬માં તેઓની ચળવળનું શુભ પરિણામ આવ્યું. ધાન્યનો કાયદો નાબુદ થયો. અને ૧૮૪૯માં નૌકાનયનનો કાયદો પણ નાબુદ થયો. ઈ.સ. ૧૮૬૯માં સંપૂર્ણ ખુલ્લા વેપારનું ધોરણ હાથ ધરાયું. આવી રીતે ખુલ્લા વેપારની ચળવળ અંતે વિજયી થઈ.

(૩) **સીવીલ લીસ્ટ:**—રાજા તેમજ તેના કુટુંબીઓના ખાનગી ખર્ચનું આ એક લીસ્ટ છે. આ ખર્ચ ખાતું આખા વર્ષનું ઈંગ્લાંડની પાર્લામેન્ટ મંજુર કરે છે. સીવીલ લીસ્ટ ચાર્લ્સ બીજાના ઉડાઉપણાને લઈને તેમજ તેના બીજા ખાતાંના પૈસામાંથી પાર્લામેંટની મંજુરી વગર વાપરવાને કારણે તેના વખતમાં પાર્લામેન્ટે પસાર કર્યું. આ ખર્ચ ખાતામાંથી જ રાજાનો ખાનગી ખર્ચ તેની મુસાફરીનો ખર્ચ, ખાનગી નોકરોનો ખર્ચ તેમજ ઘર ખર્ચ થાય છે. રાજા પોતાના આ પૈસામાંથી પોતાના દેશને માટે એક ફારધીંગ પણ નથી આપતો. રાજાથી આ સીવીલ લીસ્ટ સિવાય બીજા કોઈપણ ખાતામાંથી જરા પણ પૈસા ઉપાડી શકાતા નથી. કારણ કે લશ્કરી ખાતું, કેળવણી ખાતું વગેરેનું ખર્ચ પ્રધાન મંડળના હાથમાં છે અને પાર્લામેન્ટ તે ખર્ચ મંજુર કરે છે. સીવીલ લીસ્ટ ઘણી મોટી રકમનું હોય છે.

(૪) **જોન બ્રાઈટ:**— તેનો જન્મ ૧૮૧૧માં થયો હતો. તે એકપ્રખર વક્તા તેમજ રાજનીતિજ્ઞ નર હતો. તેણે રીચર્ડકૉબ્ડન સાથે મળી એન્ટી કૉર્નલૉ લીગ ઊભી કરી, ધાન્યનો કાયદો રદ કરવાની ચળવળ ઉપાડી. તેને પોતાની ચળવળમાં યશ મળ્યો હતો. ૧૮૪૬માં તેની ચળવળથી ધાન્યનો કાયદો પીલે રદ કર્યો હતો. તે ખુલ્લા વેપાર તેમજ શાંતિનો પુજારી હતો. તેનું મૃત્યુ ઈ. સ. ૧૮૮૯માં થયું હતું.

(૫) **લિબરલ અને કૉન્ઝરવેટિવ:**— ઈ. સ. ૧૮૩૨ના પાર્લામેન્ટના સુધારાથી પહેલાંના વ્હીગ અને ટોરી નામના પાર્લામેંટના પક્ષોનાં પણ

નામો બદલાયાં. અસલના બ્હીગો ૧૮૩૨થી **લિબરલને** નામે ઓળખાયા અને ટોરી **કૉન્ઝરવેટિવ** નામે ઓળખાયા. કૉન્ઝરવેટિવો "જુનું એટલું સોનું" એ વિચારના હતા. જ્યારે લિબરલો પ્રગતિવાદી. સુધારા પ્રિય હતા. ખ્રીલ ગ્લેડસ્ટન એ લિબરલ હતા. ડેઝરેલી કૉન્ઝરવેટિવ હતો. લિબરલોએ ગુલામીનો નાશ, પાર્લામેન્ટની સુધારણા, ધાન્યનો કાયદો રદ, વગેરે પ્રગતિના કાર્યો કર્યાં હતા.

**Q. 52. What do you know of : (1) Daniel O' Connell; (2) Parnell (3) George Washingtion ?**

(૧) **ડેનિયલ ઑ'કોનેલ:**—ઑ'કોનેલે આયરિશ કૅથોલિકોના દુઃખ દૂર કરવા માટે ૧૮૨૩માં 'કૅથોલિક એસોશીએશન' સ્થાપ્યું હતું. તેનો વિચાર આવી રીતે કૅથોલિકોનું સંગઠન કરવાનો હતો. તે કલેર પરગણા તરફથી પાર્લામેંટના સભાસદ તરીકે ચૂંટાયો હતો. પણ કૅથોલિક હોવાથી તેને પાર્લામેંટમાં જગા નહિ આપવામાં આવી હતી. આથી તેણે આયર્લાંડ માટે ચળવળ ઉભી કરી અને કૅથોલિકોના હક્કો માટે લોકોમાં ઉગ્ર જાગૃતિ પેદા કરી હતી. તેની ચળવળે ભયંકરરૂપ પકડયું હતું. એના પરિણામે ૧૮૨૮માં 'ટૅસ્ટ ઍક્ટ' તેમજ 'કૉરપોરેશન ઍક્ટ' રદ થયા હતા. ત્યાર પછી ૧૮૨૯માં કૅથોલિક ધર્મ છૂટનો કાયદો પણ ઇંગ્લાંડની પાર્લામેંટને તેની ઉગ્ર ચળવળને લીધે પસાર કરવો પડયો હતો. આથી તેને પાર્લામેંટમાં બેસવાની છૂટ મળી હતી. ત્યાં તેણે પ્રોટેસ્ટંટ ચર્ચના નિભાવને માટે કૅથોલિકો પાસે જે કર લેવાતો હતો તેનો વિરોધ કરી, ચળવળ ઉભી કરી, તેને રદ કરવા ફરજ પાડી. ત્યાર પછી તેણે બંને દેશની પાર્લામેંટ જુદી બનાવવા માટે "હોમરૂલની"ની ચળવળ ઉપાડી હતી. દેશમાં ખૂબ જાગૃતિ થવાથી ઇંગ્લાંડે તેના ઉપર રાજદ્રોહનો આરોપ મૂકી કેદ કર્યો હતો ૧૮૪૦. ત્યારપછી અમુક સમય પછી તેને છૂટો કર્યો હતો પણ નવા ઉભા થયલા 'તરૂણ આયર્લાંડ' નામના પક્ષ સાથે તેનો મેળ સંધાયો નહિ, તેની ચળવળ અહિંસા પર હતી. તે સારો વક્તા હતો. તે ઈ. સ. ૧૮૪૭માં મૃત્યુ પામ્યો હતો.

(૨) **પારનેલ:**—જ્યારે પાર્લામેન્ટમાં આયર્લેંડ બટનો પણ ગજ નહિ ખાધો ત્યારે આયર્લાંડની "હોમરૂલ"ની ચળવળની લગામ પારનેલે હાથ ધરી. તેણે પાર્લામેંટમાં જઈ ભાષણ સ્વાતંત્ર્યના હકકથી પાર્લામેંટના કામમાં આડખીલી નાંખવા લાગ્યો. દરેક વખતે તે ભાષણ કરવા ઉભો થતો અને 'હોમરૂલ તરફ લોકોનું ધ્યાન દોરતો. તેણે એક ખેતી સંઘ ( **Land league**)ની સ્થાપના ૧૮૭૯માં કરી અને ૧૮૮૧માં ગ્લૅડસ્ટનને આને લઈને રૈયત જમીનનો કાયદો પસાર કરવો પડયો. પણ પારનેલે મહેસુલ નહિ ભરવાની ચળવળ લોકોમાં ઉપાડી, આથી લેન્ડ લીગને ગેરકાયદેસર કરી પારનેલને કેદ કર્યો. પાછો જેલમાંથી છુટી તેણે નેશનલ લીગ ઉભી કરી 'હોમરૂલ'ની ચળવળ પાછી શરૂ કરી, પણ છેવટે પારનેલ પોતાના અંગત કારણોને લઈને પ્રજાના દિલમાંથી ખસ્યો અને ઈ.સ. ૧૮૯૧માં તેનુ મૃત્યુ થયું.

(૩) **જ્યોર્જ વોશિંગ્ટન:**—આ મહાપુરૂષ વર્જિનિયાનો એક જાગીરદાર હતો. એક ઉત્સાહી અને બહાદુર સેનાપતિ તરીકે તે જાણીતો છે. તેનામાં નિઃસ્વાર્થપણું, પ્રમાણિકપણું અને અતુલ દેશાભિમાન તરી આવતાં. માતૃભૂમિને સ્વતંત્ર બનાવવાનું મહાભારત કામ તેને શિરે આવ્યું. તે તેણે અડગતાથી પાર ઉતાર્યું અને માતૃભૂમિના પુત્ર તરીકેની ફરજ અદા કરી.

જ્યારે વોશિંગટનના હાથમાં સેનાપતિપણું આવ્યું ત્યારે સિપાહીઓ ભાનકેળવાયલા હતા, તેમની પાસે પુરતાં હથિયાર ન હતાં, દારૂગોળો તેમજ ખોરાક વગેરેની તંગી હતી. ચારે તરફથી લશ્કરની સ્થિતિ ઘણી આકરી હતી. તે છતાં હિંમતથી અને અડગ આત્મશ્રદ્ધાથી સિપાહીઓમાં માતૃભૂમિ માટેની લાગણી તેણે પેદા કરી. ઉત્સાહ તેમજ ચેતન તેઓમાં રેડ્યાં. સિપાહીઓને કેળવ્યા અને લડાઈ જાહેર કરી. પણ તેઓ પહેલાં હાર્યાં. પણ જે સત્ય વસ્તુને માટે ન્યાયથી લડે છે તેને છેલ્લે ગમે તેટલી હાર મળતાં છતાં વિજય જ મળે છે. વોશિંગટનને પણ વિજય મળ્યો.

પછી જ્યારે વિજય મળ્યો ત્યારે અમેરિકન સંસ્થાનોમાં પણ અંધાધુધી પેદા થવાનો સમય આવ્યો. નિઃસ્વાર્થી વોશિંગટને તે સંકટ

પણ હોશિયારીથી દૂર કર્યું. તેના ઉકેલ પ્રમાણે તે બધાં સંસ્થાનો પોત પોતાની પાર્લામેન્ટ રાખે અને પોતાનો વહિવટ પોતે કરે. પરંતુ સામાન્ય હિતના પ્રશ્નોને માટે સર્વ સંસ્થાનોનાં પ્રતિનિધિની એક મહાસભા બને. આ સભાના પ્રમુખના હાથમાં આખા દેશના રાજ્યતંત્રની લગામ રહે. તે પ્રમુખની ચૂંટણી દર ચાર વર્ષે કરવી. આ ઉકેલ પ્રમાણે તે મહાસભાનો પહેલો પ્રમુખ વોશિંગટનને સર્વાનુમતે બનાવ્યો. બીજી વખત પણ તેજ ચૂંટાયો. ત્યારપછી તેણે નિવૃત્તિ જીવન ગુજાર્યું. તેને માટે કહેવાય છે "યુદ્ધમાં પ્રથમ, શાંતિના સમયમાં પ્રથમ અને સ્વદેશબંધુઓના દિલમાં પણ તે પ્રથમ સ્થાને હતો." જેર્જ વોશિંગટન અજોડ પ્રતિભાશાળી વીરલો અમેરિકાનો તારણહાર તરીકે ઈતિહાસમાં અમર થઈ ગયો છે.

## Q. 53. Give a brief account of the reign of Queen Victoria or

## Describe briefly the important events of the reign of Queen Victoria.

જ્યારે રાણી વિકટોરીઆ ગાદીએ બેઠી ત્યારે મેલબોર્ન વડો પ્રધાન હતો. તે બાહોશ અને સુસ્તી હતો અને તે સમયે ગંભીર રાજકીય પરિસ્થિતિમાં ઇંગ્લંડ હતી. મેલબોર્ને ટપાલ ખાતું વ્યવસ્થિત બનાવ્યું અને પેસેન્જરની પ્રથા ચાલુ કરી.

ઈ. સ. ૧૮૩૨ પાર્લામેંટના સુધારણાના કાયદા પસાર થયા હતા તે છતાં લોકોમાં અસંતોષ હતો. ઈ. સ. ૧૮૩૭માં પ્રજાકીય અસંતોષે ગંભીર રૂપ ધારણ કર્યું અને બળવો ફાટી નીકળ્યો. આ બળવો સમાવી દેવામાં આવ્યો.

લોર્ડ ડર્હામની ભલામણથી ઈ. સ. ૧૮૪૦માં બ્રિટિશ પાર્લામેન્ટે " એક્ટ ઓફ યુનીયન " પસાર કર્યો આ કાયદાથી કેનેડાને જવાબદાર રાજતંત્ર મળ્યું.

ઈ. સ. ૧૮૪૧ થી ઈ. સ. ૧૮૫૦ સુધી પીલ વડો પ્રધાન હતો. કૉર્ન લૉની બાબતમાં તેણે ઘણા સુધારા કર્યા. પીલ વેપારી વર્ગનો હોવાથી તેણે વેપારને લાગતા ઘણા સુધારા કર્યા, બ્રિટિશ માલની નિકાશને તેને ઉત્તેજન આપ્યું. કાચા માલ ઉપરની જગાતો કાઢી નાખી. રાજ્યની આવક વધારવા ઈનકમટેક્ષ નાખ્યો. કારખાનાને લગતો કાયદો પસાર કરાવ્યો. તેણે ધાન્યનો કાયદો રદ કર્યો અને નિરંકુશ વેપારની નીતિ દાખલ કરી.

પીલ પછી લૉર્ડ રસેલ (લીબરલ) પ્રધાન બન્યો. આયર્લેન્ડમાં દુકાળ પડ્યો હતો અને લોકો ભૂખે મરવા લાગ્યા ઈ. સ. ૧૮૪૮. આયરિશ લોકોએ બંડ કર્યું. તેઓની ચળવળ દાબી દેવામાં આવી. ઈ. સ. ૧૮૪૮માં કંપનિ સરકારે અફગાનિસ્તાન સાથે વિગ્રહ આરંભ્યો હતો.

ઈ. સ. ૧૮૫૩માં તુર્કોએ રશિયા સામે લડાઈ જાહેર કરી. રશિયા જો આ લડાઈમાં જીતે તો યુરોપમાં તેની સત્તા ઘણી વધી જાય એમ બ્રિટિશ મુત્સદ્દીઓને લાગ્યું અને બ્રિટનની સત્તા ઓછી થાય. આથી બ્રિટને તુર્કોનો પક્ષ લીધો.

આ વિગ્રહ ક્રિમિયન વૉરને નામે ઓળખાય છે. આ યુધ્ધમાં અંગ્રેજોનો વિજય થયો હતો.

ત્યાર પછી બ્રિટનને ચિન સાથે લડાઈ થઈ. ચિનના લોકોએ બ્રિટિશ વહાણનો કબજો લીધો અને અંગ્રેજ વેપારીઓનું ચીનાઓએ અપમાન કર્યું. આ કારણથી ચિન સાથે વિગ્રહ શરૂ થયો. જ્યારે આ વિગ્રહ શરૂ થયો. ત્યારે ઈ. સ. ૧૮૫૭માં હિંદુસ્તાનમાં બળવો ફાટી નીકળ્યો. આ બધા સંજોગોને લઈને પૂર્વમાનું બ્રિટિશ સામ્રાજ્ય હાલી ઉઠ્યું અને કટોકટીના સંજોગો ઉભા થયા. તે વખતે પામર્સ્ટન મુખ્ય પ્રધાન હતો.

ઈ. સ. ૧૮૫૮માં બ્રિટિશ હિંદનો કારભાર ઈસ્ટ ઈંડિયા કંપનિ પાસેથી લઈ લેવામાં આવ્યો અને તેને બ્રિટિશ પાર્લામેન્ટની સત્તા નીચે મુકવામાં આવ્યો. ઈ. સ. ૧૮૬૦માં પોસ્ટ ઓફિસમાં સેવિંગ્સ બેન્કો સ્થાપવામાં આવી.

ઇ. સ. ૧૮૬૭માં રસેલ મુખ્ય પ્રધાન હતો. તે વખતે પાર્લામેન્ટમાં એક એવો ખરડો પસાર કરવામાં આવ્યો કે જેની રૂએ મતાધિકાર વધ્યો અને મજુરોને પણ મત આપવાનો હક મળ્યો.

રસેલ પછી ગ્લેડસ્ટન મુખ્ય પ્રધાન બન્યો. તે મહાન સુધારક હતો અને બાહોશ નાણાં શાસ્ત્રી હતો. ગ્લેડસ્ટને આયર્લાંડ માટે જમીનનો ધારો પસાર કરાવ્યો અને આયર્લેન્ડના લોકોને ધર્મની છૂટ આપી. તે ઉપરાંત ઇ. સ. ૧૮૭૦ કેળવણીનો કાયદો પસાર કરી ફરજીઆત કેળવણી દાખલ કરાવી. ઇ. સ. ૧૮૭૨માં " બેલટ એકટ " પસાર કરાવ્યો.

ઇ.સ. ૧૮૭૪માં ડિઝરાયલી મુખ્ય પ્રધાન બન્યો. તેણે મજુરો અને ગરીબોની સ્થિતિ સુધારવા પ્રયત્નો કર્યા. ગરીબ અને તવંગરને એક સરખો ન્યાય મળે એવી નીતિ તેણે દાખલ કરી. મહારાણી વિક્ટોરિયાને કયસરે હિંદનું પદ ધારણ કરવાને સત્તા આપનારો કાયદો પાર્લામેન્ટમાં પસાર કરાવ્યો. તેણે ઇજિપ્તના સુલતાન પાસેથી સુએઝની નહેરના પૌંડ ૪૦ લાખના શેર ખરીદ કર્યા.

ગ્લેડસ્ટનનો બીજો કારભાર ઇ. સ. ૧૮૮૦. તેનું ધ્યેય આયર્લેન્ડને હોમરૂલ અપાવવાનું હતું તેથી તેણે એક હોમરૂલ બીલ રજુ કર્યું. પણ તે પસાર થઇ શક્યું નહિ. ઇ. સ. ૧૮૮૪માં પાર્લામેંટના સુધારણાનો ત્રીજો ખરડો તેણે પસાર કરાવ્યો. ગ્લેડસ્ટનની પરદેશનીતિ ખામી ભરેલી હતી અને તેથી બ્રિટનની પ્રતિષ્ઠા કંઇક અંશે ઓછી થઇ.

ઇ. સ. ૧૮૮૫માં ગ્લેડસ્ટને રાજીનામું આપ્યું અને તેની જગ્યાએ લૉર્ડ સેલિસબરી મુખ્ય પ્રધાન બન્યો. તેના સમય દરમ્યાન મહારાણી વિક્ટોરીઆનો 'સુવર્ણ મહોત્સવ' ભારે દમામથી ઉજવાયો. દક્ષિણ આફ્રિકામાંના કેટલાક દેશો બ્રિટિશ હકુમત નીચે લાવવામાં આવ્યા. આયર્લાંડની હોમરૂલની ચળવળ દાબી દેવામાં આવી હતી.

ગ્લેડસ્ટનનો ચોથો કારભાર ફક્ત બેજ વર્ષનો હતો. તેણે આયર્લાંડનું હોમરૂલ બીલ આમની સભામાંથી પસાર કરાવ્યું પણ અમીરોની સભામાં

તે પસાર થયું નહિ. દક્ષિણ આફ્રિકામાં નાતાલને સ્વતંત્ર રાજકારભાર આપવામાં આવ્યું ઈ. સ. ૧૮૯૪માં ગ્લેડસ્ટન મરણ પામ્યો.

લૉર્ડ સોલિસબરી ત્રીજી વખત મુખ્ય પ્રધાન બન્યો. તેના અમલ દરમ્યાન સુદાન બ્રિટિશ હકુમત નીચે આવ્યું. દક્ષિણ આફ્રિકામાં બોર લોકો સાથે લડાઈ થઈ અને તેથી તેને પરિણામે ટ્રાન્સવાલ વગેરે સંસ્થાનો બ્રિટિશ સરકારે ખાલસા કર્યાં.

મહારાણી વિક્ટોરીઆનો રાજ્ય અમલ પ્રગતિને માટે પ્રખ્યાત છે તે સમય દરમ્યાન વિજ્ઞાનમાં ઘણો મોટો સુધારો થયો. વળી રાજતંત્રમાં પણ ઘણાંઓ સુધારાઓ થયા. યંત્રવાદની શરૂઆત થઈ. મતાધિકાર વિસ્તૃત થયો. સાહિત્ય અને કળા ઘણાં વધ્યાં. બ્રિટિશ સંસ્થાનોની સ્થાપના થઈ અને બ્રિટિશ સામ્રાજ્ય વ્યવસ્થિત રીતે સ્થપાયું.



## જાણવા લાયક બનાવો

| સાલ | બનાવ | કોના વખતમાં |
|---|---|---|
| ૧૭૧૫ | જેકોબાઇટોનું ૧લું બંડ | જ્યોર્જ ૧ લો |
| ૧૭૩૯ | સ્પેઇન સાથે જેન્કીના કાન માટેનું યુદ્ધ | જ્યોર્જ ૨ જો. વોલ્પોલનું પ્રધાનમંડળ |
| ૧૭૪૧-૪૮ | ઑસ્ટ્રીઆના વારસા માટે લડાઈ | ,, |
| ૧૭૪૫ | જેકોબાઇટોનું ૨જું બંડ | ,, |

| સાલ | બનાવ | કોના વખતમાં |
|---|---|---|
| ૧૭૫૬–૬૩ | સપ્ત વાર્ષિક યુધ્ધ | જ્યોર્જ ૨ જો. મોટાપીટનું પ્રધાનમંડળ |
| ૧૭૮૩ | વર્સેલ્સની સંધિ | જ્યોર્જ ૩ જો. |
| ૧૭૯૦ | અમેરિકાને સ્વતંત્રતા મળી | જ્યોર્જ ૩ જો. |
| | ફ્રાન્સનો રાજવિપ્લવ | નાનોપિટ |
| ૧૮૦૧ | આયર્લાંડ–ઈંગ્લાંડનો સયોગ | ,, |
| ૧૮૦૫ | ટ્રફાલ્ગરનું યુદ્ધ | ,, |
| ૧૮૦૮ | દ્વીપકલ્પીય યુદ્ધ | જ્યોર્જ ૩ જો. |
| ૧૮૧૫ | વોટર્લુનું યુદ્ધ | જ્યોર્જ ૩ જો. |
| ૧૮૧૫ | અનાજના કાયદા | જ્યોર્જ ૩ જો. |
| ૧૮૨૯ | કેથોલિક ધર્મ છૂટનો કાયદો | જ્યોર્જ ૪ થો. |
| ૧૮૩૨ | પાર્લામેન્ટની સુધારણાનું બીલ ૧ લું | વિલિયમ ૪ થો |
| ૧૮૩૩ | ગુલામીનો નાશ | ,, |
| ૧૮૩૮ | ચાર્ટિસ્ટ ચળવળ | રાણી વિકટોરીઆ. |
| ૧૮૪૬ | અનાજનો કાયદો રદ | ,, |
| ૧૮૫૪–૫૬ | ક્રિમિયાનું યુદ્ધ | ,, |
| ૧૮૬૭ | પાર્લામેંટની સુધારણાનું બીલ ૨જું | ,, |
| ૧૮૭૦ | આયર્લાંડ સંબંધી જમીનનો કાયદો | ,, |
| ૧૮૭૨ | બેલટ એકટ | ,, |
| ૧૮૭૫ | કારીગર નિવાસ ગૃહનો કાયદો | ,, |
| ૧૮૭૬ | ફરજીઆત કેળવણીનો કાયદો | ,, |
| ૧૮૭૮ | કારખાનાનો કાયદો | ,, |
| ૧૮૮૧ | આયર્લાંડ સંબંધી જમીનનો કાયદો | ,, |
| ૧૮૮૪–૮૫ | પાર્લામેંટની સુધારણાનું બીલ ત્રીજું | ,, |

# ઈ. સ. ૧૭૧૪ થી ૧૯૦૧
## સુધીમાં થઈ ગયલા અગત્યના પ્રધાનો.

| નામ | સમય | નોંધ |
| --- | --- | --- |
| (૧) વૉલપોલ.<br>જન્મ : ૧૬૭૬<br>મૃત્યુ : ૧૭૪૫ | જ્યોર્જ ૧ લો.<br>જ્યોર્જ ૨ જો. | વ્હીગ પક્ષનો પહેલ વહેલોજ વડા પ્રધાન. પક્ષપદ્ધતિ તેમજ કેબિનેટ પધ્ધતિનો મજબુત પાયો નાંખ્યો. મહાન નાણાંશાસ્ત્રી, મુખ્ય શાંતિપ્રિય પ્રધાન, લડાઈનો દુશ્મન, પરદેશ-નીતિમાં નિષ્ફળ, મહાન બુદ્ધિશાળી છતાં કલંકીત, અનીતિ, લાંચ-રૂશ્વત, ખુરસીનો લોભી, દારૂડીઓ, જુગારી. |
| (૨) મોટો પિટ.<br>(અર્લ ઑફ ચેથામ)<br>જન્મ : ૧૭૦૮<br>મૃત્યુ : ૧૭૭૮ | જ્યોર્જ ૨ જો.<br>જ્યોર્જ ૩ જો. | વ્હીગ પક્ષનો મહાન યુધ્ધમંત્રી. પરદેશ નીતિ જોરદાર-ગજબ આત્મ-શ્રદ્ધા, ચકોર, પ્રતિભાશાળી, લાંચ રૂશ્વતનો કટ્ટો શત્રુ, પ્રમાણિક, અજબ દેશાભિમાની, સત્તા ને પોતાના સિદ્ધાં-તની ખાતર ઠોકર મારતો. |
| (૩) નાનો પિટ.<br>જન્મ : ૧૭૫૯<br>મૃત્યુ : ૧૮૦૬ | જ્યોર્જ ૩ જો. | ટોરી પક્ષી, ધુરંધર અર્થમંત્રી, શાંતિપ્રિય, યુદ્ધનો કાયર, પરદેશનીતિ દમ વગરની, જબરો સુધારક. "બાપ તેવા બેટા", લાંચ રૂશ્વતથી પર, બુદ્ધિશાળી, અજબ દેશાભિમાની. સિદ્ધાંત ખાતર ખુરશીની પણ પરવા નહિ. |
| (૪) સર રૉબર્ટ પીલ.<br>જન્મ : ૧૭૮૮<br>મૃત્યુ : ૧૮૫૦ | જ્યોર્જ ૪ થો.<br>વિલિયમ ૪ થો.<br>રાણી વિક્ટોરીઆ. | કૉન્ઝરવેટિવ, શાંતિપ્રિય, પ્રજાના હિતને માટે પોતાના વિચારોને પણ ફેરવતો, સારો સુધારક. |

| નામ | સમય | નોંધ |
|---|---|---|
| (૫) જોર્જ કેનિંગ. જન્મ : ૧૭૭૦ મૃત્યુ : ૧૮૨૭ | જોર્જ ૪ થો. | પરદેશ ખાતાનો મહાન મંત્રી, ઉદાર પરદેશનીતિ, નાના પિટનો અનુયાયી, પરદેશનીતિનો સુધારક, સારો વક્તા અને રાજનીતિજ્ઞ. |
| (૬) લૉર્ડ પામર્સ્ટન. જન્મ : ૧૭૮૪ મૃત્યુ : ૧૮૬૫ | વિલિયમ ૪ થો. રાણી વિક્ટોરીઆ. | કેનિંગનો હિમાયતિ, સારો પરદેશ મંત્રી, પરદેશનીતિ માટે નામીચો, દેશાભિમાની, ખુની, કાયદાની પણ પરવા વગરનો, સારો વક્તા, લોકપ્રિય પ્રધાન. |
| (૭) ગ્લૅડસ્ટન. જન્મ : ૧૮૦૯ મૃત્યુ : ૧૮૯૮ | રાણી વિક્ટોરીઆ. | પહેલાં કૉન્ઝરવેટિવ પાછળથી લીબરલ. "શાંતિ, સુધારો અને કરકસર" મુદ્રાલેખ, પ્રજાસત્તાક રાજ્યનો અનુયાયી, પરદેશનીતિ પાણી વિનાની, સારો વક્તા, મહાન સુધારક, પ્રમાણિક, પ્રતિભાશાળી, શાંતિપ્રિય, લોકપ્રિય, પ્રધાન. અજોડ મુત્સદ્દી, સારો લેખક ને વક્તા. |
| (૮) ડિઝરેલી. જન્મ : ૧૮૦૪ મૃત્યુ : ૧૮૮૧ | રાણી વિક્ટોરીઆ. | કૉન્ઝરવેટિવ સામ્રાજ્યવાદી, ગ્લૅડસ્ટનનો વિરોધી, દેશાભિમાની, સારો સુધારક, સારી પરદેશનીતિ, યુદ્ધ પ્રેમી, સારો નવલ કથાકર. |

ટુંક નોંધ:—આપણે ઉપરના પ્રધાનો વિશે ટુંકમાં વિવેચન કર્યું. આ ઉપરથી સહેજે જણાશે કે લગભગ બધાજ શાંતિપ્રિય પ્રધાનો વોલ્પોલ, નાનો પિટ, ગ્લૅડસ્ટન વગેરે પોતાની પરદેસ નીતિમાં નિષ્ફળ ગયા હતા. જ્યારે બીજાઓ શાંતિના કામકાજમાં અધૂરા રહ્યા હતા.

# બ્રિટનનું રાજ્યબંધારણ

## [પ્રશ્નોત્તરરૂપે]

**Q. 1. Give a brief account of the development of the British Constition.**

બ્રિટનનું હાલનું રાજ્યબંધારણ સૈકાઓના સુધારાનું પરિણામ છે. લોકો જેમ જેમ કેળવાતા ગયા તેમ તેમ રાજ્યકારભારમાં માથું મારવા લાગ્યા, રાજ્યકારભારમાં હક્કો મેળવવા માટે લડતો ઉપાડવા લાગ્યા અને પોતાનો હક્ક રાજ્યકારભારમાં મેળવ્યો. ઇંગ્લાંડનો અસલનો ઇતિહાસ તપાસતાં માલમ પડશે કે રાજાઓ આપખુદ સત્તાથી રાજ્ય ચલાવતા હતા. રાજા જોનના વખતમાં પહેલીજવાર પ્રજા, રાજાની સામે થઈ અને તેની પાસે **મહાન દસ્તાવેજ** (Great Charter) લખાવી લીધો. આથી પ્રજાની સંમતિ વિના કર ન નાંખવાની, ગેરકાયદેસર કોઈને જેલમાં ન પુરવાની. વગેરે કબુલાત રાજાએ આપી અને ઇંગ્લાંડના બંધારણના પાયા નંખાયા. પહેલા એડવર્ડના વખતમાં ઈ. સ. ૧૨૯૫માં સાચા પ્રતિનિધિઓની બનેલી પહેલી પાર્લામેંટ મળી. ત્યારપછી પ્રજા રાજ્યકારભારમાં વધારેને વધારે હક્ક મેળવતી ગઈ. આમની સભાએ કરવેરા ઉપર કાબુ મેળવ્યો અને નાણાંને લગતું બીલ પહેલું આમની સભામાંથી પસાર થાય એવું ઠરાવવામાં આવ્યું.

ટયુડર વંશની શરૂઆતમાં લોકો યુદ્ધથી કંટાળી ગયા હતા અને સત્તાવાન રાજાની જરૂર હતી એટલે રાજાઓને પુષ્કળ સત્તા આપવામાં આવી હતી તે છતાં રાજાઓ પાર્લામેંટ વિરુદ્ધ જઈ કોઈપણ કાર્ય કરવા ઇચ્છતા ન હતા. જ્યારે ટયુડર રાજાઓ આપખુદ બનતા ત્યારે પાર્લામેંટ પણ તેમની સામે માથું ઉઠાવતી.

સ્ટુઅર્ટ વંશના રાજાઓ "**ઈશ્વરી હક્ક**"નો દાવો કરતા, તેની સામે લોકોને પ્રજાહક્ક માટે વારંવાર થવું પડ્યું. ચાર્લ્સ ૧લાએ **હક્કની અરજી**

ઉપર સાહી કરી. ત્યારપછી રાજા અને પ્રજા વચ્ચે એટલો બધો વિરોધ વધી ગયો કે આખરે રાજાનો વધ કરીને પણ પ્રજાએ પ્રજાસત્તાક રાજ્ય સ્થાપિત કર્યું. આને પરિણામે **હેબિયસ કોરપસ એક્ટ** પસાર થયો. લોકોએ પોતાના હક્કની લડતમાંજ જેમ્સને પદભ્રષ્ટ કર્યો અને વિલિયમને ગાદીએ બેસાડયો. પાર્લમેંટ દર ત્રણ વર્ષે બોલાવવી એમ નક્કી થયું. ઇંગ્લંડ અને સ્કોટલંડની પાર્લમેંટ સંયુક્ત થઈ.

સ્ટુઅર્ટ રાજાની સાથે વારંવાર વિરોધ કરી પાર્લમેંટ પોતાની સત્તા જમાવી હતી. પણ પાર્લમેંટની રચના અને કાર્ય પદ્ધતિ જોઈએ તેવાં વ્યવસ્થિત ન હતાં. આથી તેમાં સુધારાઓ હેનોવર વંશમાં જેમ જેમ જરૂર પડતી ગઈ તેમ તેમ કરવામાં આવ્યાં. હેનોવર વંશ દરમ્યાન ઘણાં મહાન અને અગત્યના ફેરફારો રાજ્ય બંધારણમાં થયા. પક્ષ પદ્ધતિ દાખલ થઈ. પાર્લમેંટની સભા દર વર્ષે નિયમિત ભરાવવા લાગી. પાર્લમેંટના સભ્યોમાંથી ચૂંટી કાઢેલા પ્રધાનોનું બનેલું પ્રધાનમંડળ (Cabinet) રાજ્યકારભાર ચલાવવા લાગ્યું. પ્રધાનમંડળનો આગેવાન વડો પ્રધાન (Prime Minister) કહેવાવા લાગ્યો. રાજાની સત્તા ઓછી થવા લાગી. પ્રધાનમંડળના સભ્યો પાર્લમેંટની બહુમતીના હોઈ, તેમના હાથમાં રાજ્ય કારભાર ચલાવવાની સત્તા આવી. આમની સભાની સત્તામાં વધારો થયો. મતદારોની સંખ્યામાં વધારો થયો. વિલિયમ ૪થાના વખતમાં પાર્લમેંટનો સુધારણાનો કાયદો (ઈ. સ. ૧૮૩૨)માં થયો, ત્યારપછી વિક્ટોરિઆના વખતમાં ઈ. સ. ૧૮૬૭ અને ઈ. સ. ૧૮૮૪ના કાયદાથી પાર્લમેંટનાં વધુ સુધારાઓ દાખલ થયા. ઈ. સ. ૧૮૭૨માં બેલેટથી મત આપવાની પદ્ધતિથી ચાલુ થઈ. વડો પ્રધાન અને તેનું પ્રધાનમંડળ રાજાના નામથી પોતાની જોખમદારી ઉપર રાજ્યવહીવટ ચલાવવા લાગ્યાં. રાજાના હક્કો કાયમ રહ્યા પણ તેની સત્તા નામની જ રહી.

**Q. 2. What are the prerogatives of the British Sovereign ?**

બ્રિટિશ સામ્રાજ્ય ઉપર ખરી હકુમત ચલાવનાર અને રાજ્ય કારભાર કરનાર જો કે પ્રધાનમંડળ (કેબીનેટ) છે તે છતાં સિદ્ધાંત ખાતર રાજાને મોટી સત્તા આપવામાં આવી છે. રાજાને ખાસ અધિકારો આપવામાં આવ્યા છે. રાજાની ઉપર કોઈની સત્તા ખાસ નથી. રાજાને અસાધારણ સત્તા અપાયલી છે. રાજાને મરજીમાં આવે તેને માફી બક્ષી શકે છે. ન્યાય તેને ઇનામ, ઇલ્કાબ તથા જાગીર આપી શકે છે. કોઈને અમીર બનાવવો હોય તો તે રાજા કરી શકે છે. આવા ઘણા હક્કો ગ્રેટ બ્રિટનના રાજા ભોગવી શકે છે પણ આ હક્કો નામનાજ છે. બ્રિટિશ પ્રજા તેમના રાજા અને રાણી તરફ બહુ માનથી વર્તે છે. પાર્લામેંટ અને બીજા રાજ્ય બંધારણમાં વખતો વખત ફેરફાર થાય છે પણ રાજાના હક્કોમાં બીલકુલ ફેરફાર કરવામાં આવતા નથી.

બ્રિટિશ તાજ જે ખાસ હક્કો ધરાવે છે તેમાં પાર્લામેંટ બોલાવવાના અને તે બરખાસ્ત કરવાની બાબત વિષેના હક્કો ઘણાં મહત્વના છે. અમીરોની સભા રાજાની વિરૂદ્ધ હોય તો એ વિરોધની સામે થવા રાજા નવા અમીરો બનાવી અમીરોની સભામાં સ્થાન આપી શકે છે. જો કે હક્કોનો ઉપયોગ રાજા ખાસ સંજોગોમાંજ કરે છે. આ બધા હક્કો તાજને હોવા છતાં હાલની પદ્ધતિ પ્રમાણે રાજા વડા પ્રધાનની સલાહ વગર એક પણ કૃત્ય કરતો નથી.

રાજાના હક્ક ઘણાં વિસ્તૃત છે, તે છતાં સામાન્ય વ્યવહારમાં રાજાને કંઈ હક્ક નથી. આવા વિચિત્ર પ્રકારના બંધારણથી આપણને નવાઈ લાગે છે. પ્રધાન મંડળો અને વડા પ્રધાનો બદલાય છે પણ રાજા તો કાયમજ રહે છે. રાજાનો અનુભવ અને અપક્ષપાત રાજનીતિ ઘણી ઉપયોગી થઇ પડે છે.

**Q. 3. What are the relations between. (1) The Prime Minister and the Cabinet (2) The Prime Minister and the House of Commons. (3) The House of Lords and the House of Commons.**

(૧) **વડો પ્રધાન અને પ્રધાનમંડળ:**—પાર્લામેંટની ચૂંટણી થઈ ગયા પછી જે પક્ષ બહુમતીમાં હોય તેના નેતા ને રાજા પ્રધાનમંડળ રચવા કહે છે. નેતા વડો પ્રધાન બને છે અને પોતાના કાર્યમાં સહકાર આપવા પોતાના પક્ષમાંથી કાર્ય કરી શકે તેવા ઉચ્ચ કોટીના શખ્શોને પ્રધાનો તરીકે નીમે છે. જ્યાંસુધી નવી ચૂંટાયલી પાર્લામેંટ ચાલુ રહે છે ત્યાંસુધી વડો પ્રધાન અને બીજા પ્રધાનો હોદ્દા પર ચાલુ રહે છે. પ્રધાનમંડળમાં જે અગત્યની ચર્ચા થાય છે ને વિષેની માહિતી વડો પ્રધાન રાજાને આપે છે. વડો પ્રધાન રાજા અને પ્રધાનમંડળ વચ્ચેની સાંકળ છે.

કેબીનેટ (પ્રધાનમંડળ)ની ચૂંટણી વડો પ્રધાન કરે છે અને પ્રધાન-મંડળના સભ્યોને જુદા જુદા ખાતાઓનું કાર્ય સોંપવામાં આવે છે. પ્રધાનમંડળનો કોઈપણ સભાસદ કંઈપણ પગલું ભરતાં પહેલાં વડા પ્રધાનને જો અમુક પ્રશ્ન પ્રધાનમંડળ સમક્ષ મુકવાની જરૂર લાગે તો તે તેમ કરે છે અને પ્રધાનમંડળનો અભિપ્રાય લે છે. વડો પ્રધાન એ પ્રધાનમંડળનો પ્રમુખ છે. જો પ્રધાન મંડળમાંના કોઈપણ સભાસદને બીજા સભાસદો જોડે મતભેદ પડે તો તે સભાસદને રાજીનામું આપવાની ફરજ વડો પ્રધાન પાડે છે. વડો પ્રધાન રાજકારભારમાં મુખ્ય ભાગ ભજવે છે. તે પાર્લામેંટનો નેતા છે અને પ્રધાન મંડળનો પ્રમુખ છે. તે મતદારોનો પ્રતિનિધિ છે અને રાજાનો સલાહકાર છે.

(૨) **વડો પ્રધાન અને આમની સભા:**—હાલની આમની સભાના સભ્યોની સંખ્યા ૬૧૫ની છે. તેમાં ઈંગ્લંડ, વેલ્સ, સ્કોટલાંડ અને ઉત્તર આયર્લાંડના પ્રતિનિધિઓ બેસે છે. આ પ્રમાણે પાર્લામેંટમાં દરેક વિભાગનું પ્રનિનિધિત્વ હોય છે તેમાં એક અથવા બીજા પક્ષના સભાસદો હોય છે. પાર્લામેંટમાં કોન્ઝરવેટીવ, લિબરલ અને મજુરપક્ષ વગેરે ત્રણ પક્ષો મુખ્ય છે.

રાજકારોબાર અંગે ખરી સત્તા આમની સભા ધરાવે છે. પ્રજાના દરેક વર્ગનું પ્રતિનિધિત્વ તે ધરાવે છે. આમની સભાના પ્રમુખને 'સ્પીકર' કહેવામાં આવે છે. વરસ દરમ્યાન આમની સભા ત્રણ ચાર વખત મળે છે. આ સભામાં પ્રશ્ન પુછાય છે, જવાબો દેવાય છે અને બીલો ઉપર

ચર્ચા થાય છે. આમની સભા—(૧) કાયદા કાનૂન ઘડે છે. (૨) નાણાં વિષય ચર્ચી નાણાં સંબંધીનું અંદાજ પત્ર નક્કી કરે છે. (૩) કારોબારી ઉપર અંકુશ રાખે છે. રાજકારભાર ચલાવનાર કેબીનેટ ઉપર દેખરેખ રાખે છે.

આમની સભાનો કોઈપણ સભાસદ વાણી અને વિવાદ સ્વાતંત્ર ભોગવે છે. દરેક સભાસદને છૂટથી ચર્ચા કરવાનો હક્ક છે અને તે પ્રમાણે કે કોઈ પણ જાતના સંકોચ વિના તે વર્તી શકે છે.

વડો પ્રધાન આમની સભાનો નેતા છે અને તેઓનો ખરો પ્રતિનિધિ છે. પ્રધાનો પ્રજાના નોકરો છે અને દરેક કામને વાસ્તે પાર્લામેંટને જવાબદાર ગણાય છે. જો વડા પ્રધાનની કોઈ પણ ભૂલ થાય તો તેને માટે પ્રધાનમંડળ જવાબદાર ગણાય છે. જો આમની સભાનો પ્રધાનમંડળ ઉપર કે વડા પ્રધાન ઉપરથી વિશ્વાસ ઉઠી જાય તો પ્રધાનને અને તેના મંડળને હોદ્દા ઉપરથી તરત ખસવું પડે છે. ત્યારબાદ ફરીથી પ્રધાનમંડળ નીમાય છે. આ રીતે વડા પ્રધાનની સત્તા અને હોદ્દો પાર્લામેંટ ઉપર આધાર રાખે છે.

(૩) **અમીરોની અને આમની સભા:**—બ્રિટિશ પાર્લામેંટની ઉપલી સભા અમીરોની સભાને નામે ઓળખાય છે. અમીરોની સભાના સભ્યોની સંખ્યા મુકરર કરેલી હોતી નથી. અમીરોની સભા પ્રજાનું ખરૂં પ્રતિનિધિત્વ ધરાવતી નથી. અમીરો વંશપરંપરા પાર્લામેંટનાં એસ છે.

અમીરોની સભાની રચના આમની સભાની રચનાથી તદ્દન જુદા પ્રકારની છે. આમની સભા દર પાંચ વર્ષે ચૂંટાય છે પણ અમીરોની સભા કાયમી છે. આમની સભામાં પ્રમુખ ચૂંટાય છે પણ અમીરોની સભામાં લોર્ડ ચાન્સેલર પ્રમુખ થાય છે.

અમીરની સભાની સત્તા—(૧) કાયદા કાનૂન. (૨) નાણાં વિષય. (૩) કારોબારી અને (૪) ન્યાય, ઉપર હોય છે.

રાજ્ય બંધારણના સિદ્ધાંતની દ્રષ્ટિએ અમીરોની સભા ધારાધોરણ અને કાયદાઓ અંગે લગભગ આમની સભાના જેટલીજ સત્તા ધરાવે છે. બન્ને સભાને રાજ્યવહીવટ ઉપર ચર્ચા કરવાનો સરખો હક્ક છે. અમીરોની સભા ન્યાય વિષય બાબત ઉપર અમુક બાબતમાં વધુ સત્તા ધરાવે છે. રાજ્ય

બંધારણમાં અમીરોની સભાની સત્તા આમની સભાની સત્તા જેટલીજ છે પણ ઉપરી પ્રમાણે અમીરોની સભાની સત્તા ઘણી ઓછી હોય એમ લાગે છે. આમની સભાએ પસાર કરેલો ખરડો, કાયદો બને તે પહેલાં અમીરોની સભાની સંમતિની ખાસ જરૂર છે પણ આમની સભામાં ઘણી મોટી બહુમતીથી પસાર થયેલો ખરડો સાધારણ રીતે અમીરોની સભા મંજુર કર્યા વગર રહેતી નથી. આ અને બીજાં કારણોથી એમ સ્પષ્ટ માલમ પડે છે કે અમીરોની સભા ફક્ત નામનીજ છે. નાણાં વિષયક ખરડાઓ સિવાય બીજા ખરડાની બાબતમાં અમુક સંજોગોમાં અમીરોની સભાની સંમતિ વિના ચલાવી શકાય છે. ન્યાય વિષયક બાબતમાં અમીરોની સભા ખાસ સત્તા ધરાવે છે.

**Q. 4. What are the powers and functions of a Cabinet in the British Constitution.**

વડો પ્રધાન પોતાના પક્ષમાંથી બાહોશ અને લાયક માણસો પ્રધાન તરીકે પસંદ કરે છે અને તેને રાજા મંજૂરી આપે છે. દરેક પ્રધાન આમની સભાનો કે અમીરની સભાનો સભાસદ હોય છે. તેનામાં રાજતંત્ર ચલાવવાની આવડત હોય છે.

પ્રધાન મંડળને વિસ્તૃત કરી તેની સંખ્યા ૪૦–૫૦ સભાસદોની રાખવામાં આવે છે તેને **મીનીસ્ટ્રી** કહે છે. તેમાં પાર્લામેંટમાં બેસતા સરકારી અમલદારો પણ હોય છે. વ્યવસ્થા ખાતર આ ૪૦–૫૦ સભાસદોમાંથી ફક્ત ૧૨ થી ૧૫ સભાસદો કેબીનેટ (પ્રધાન મંડળ)માં બેસે છે.

પ્રધાનોના હાથમાં નીચે પ્રમાણે મુખ્ય ખાતાંઓ સોંપેલા હોય છેઃ—

(૧) **First Lord of Treasury**—આ હોદ્દા ઉપર વડો પ્રધાન હોય છે. તેનું કાર્ય નિશ્ચિત હોતું નથી.

(૨) **The Lord Privy Seal**—આ હોદ્દો ધરાવનાર સભ્યને કંઈ કાર્ય કરવાનું હોતું નથી.

(૩) Chancellor of Exchequer—નાણાં ખાતાનો પ્રધાન આવક જાવકનું પત્રક તૈયાર કરે છે.

(૪) Lord of Admiralty—નૌકા ખાતાનો ઉપરી હોય છે.

(૫) The Lord President of the Council—પ્રીવી-કાઉન્સીલનો પ્રમુખ, જેનું કાર્ય જુદી જુદી બોર્ડો ઉપર સંભાળ રાખવાનું હોય છે.

(૬) Lord High Chancellor—ઉમરાવની સભાનો પ્રમુખ, સરકારનો ન્યાય ખાતાનો સલાહકાર હોય છે.

(૭) Secretaries of States—આ સભાસદોમાં ગૃહમંત્રી, સંસ્થાનમંત્રી પરદેશમંત્રી, યુદ્ધમંત્રી અને હિંદી વઝીર હોય છે.

આ ઉપરથી માલમ પડે છે કે રાજ્યવહીવટનું કામ જુદાં જુદાં ખાતાઓમાંથી વહેંચી નાખવામાં આવેલું હોય છે. દરેક ખાતાનો મંત્રી વડો અમલદાર કહેવાય છે અને તે કેબીનેટમાં તે ખાતાની બાબતો રજુ કરે છે. આ મંત્રીઓ પ્રધાન મંડળની સૂચના અને દોરવણીથી કામ કરે છે.

પ્રધાન મંડળમાં સાત રાજ્યવઝીરો—હોમ સેક્રેટરી, ફોરીન સેક્રેટરી, હિંદી વઝીર, સ્કોટલાંડ માટેનો વઝીર, સંસ્થાનોનો વઝીર, આયર્લાંડ માટેનો વઝીર, યુદ્ધ ખાતાનો વઝીર હોય છે. એક તિજોરી ખાતાનો ઉપરી, વડો પ્રધાન જાતેજ હોય છે. કેળવણી ખાતાનો, આરોગ્ય ખાતાનો, લશ્કરી ખાતાનો, જાહેર બાંધકામ ખાતાના એમ જુદા જુદા ખાતાનાં મંત્રી હોય છે. પ્રધાનો હસ્તક ચાલતાં ખાતાંઓ ઉપર વડો પ્રધાન સામાન્ય દેખરેખ રાખે છે. સામાન્ય બાબતોનો નીકાલ કરવાની સત્તા ખાતાંના પ્રધાનને હોય છે પણ પરદેશનીતિ પરત્વે કંઈક સવાલ ઉભો થાય તો તે વખતે વડાપ્રધાનની સલાહ લેવામાં આવે છે. પ્રધાન મંડળનું કામકાજ તદ્દન ખાનગી રાખવામાં આવે છે. પ્રધાન મંડળના કામકાજ ઉપર તાજ પોતાનો વ્યક્તિગત અભિપ્રાય વડાપ્રધાનને સૂચના રૂપે આપે છે.

વડા પ્રધાનની સત્તા અને જોખમદારી ઘણા વિશાળ છે. કારોબારી ઉપર તે પુષ્કળ સત્તા ધરાવે છે. જો કે સઘળો રાજકારભાર તાજને નામેજ

થાય છે તે છતાં વડો પ્રધાન ખરો સત્તાધીશ છે. વડા પ્રધાનની સત્તા એટલી બધી વિશાળ છે કે તે પોતાના પક્ષના બળને આધારે કોઈપણ કાયદો ફેરવી શકે છે તે છતાં વડો પ્રધાન તથા પ્રધાનો તદ્દન સ્વતંત્ર નથી. તેમના ઉપર પાર્લમેંટનો અંકુશ હોય છે.

## Q. 5. What do you know of the Constitution, function and power of the House of Commons.

પ્રજાના પ્રતિનિધિની પાર્લમેંટ બનેલી હોય છે. તેમાં બધું મળીને ૬૧૫ ઉપરાંત સભાસદો બેસે છે. પાર્લમેંટમાં જે પક્ષ બહુમતીમાં હોય છે તેનો નેતા તે સભાનો પ્રમુખ બને છે. આમની સભાના દરેક સભાસદને વાર્ષિક ૪૦૦ પાઉન્ડ વર્ષાસન મળે છે.

આમની સભા સરકારના કાર્યો ઉપર દેખરેખ રાખે છે અને પ્રધાનોની વર્તણુંક અયોગ્ય માલમ પડતાં તેના ઉપર કાયદેસર કામ ચલાવે છે. વહીવટ ખર્ચ અંગે જોઈતાં નાણાં મંજૂર કરવાનો હક્ક આમની સભાને છે. જાહેર હિતનાં સઘળાં કાર્યો ઉપર ચર્ચા કરવાનો હક્ક આમની સભાને છે. ન્યાય ખાતાંમાં અથવા જાહેર બાંધકામ ખાતાંમાં અયોગ્યતા માલમ પડે તો તે બાબતની ચોકસ તપાસ કરવાનો અને તેને માટે સમિતિ નીમવાનો હક્ક આમની સભાને છે. કર બાબત સઘળા કાયદા પસાર કરવાનું કાર્ય આમની સભાનું છે. પ્રજામતના ખરા પ્રતિનિધિઓ આમની સભામાં બેસે છે એટલે પ્રજાના હિત ઉપર વધારે ધ્યાન આમની સભામાં અપાય છે.

આમની સભાના સભાસદો વાણી અને વિચાર સ્વાતંત્ર ભોગવે છે. તેઓ વિનાસંકોચે કોઈ પણ બાબતની ચર્ચા કરી શકે છે, આક્ષેપો મૂકી શકે છે અને તેને માટે તેમના ઉપર અદાલતોમાં કામ ચાલી શકતું નથી. આમની સભા નાણાં વિષયક કાયદા અંગે સત્તા ધરાવે છે. જાહેર ખાતાંઓના ખર્ચ ઉપર અંકુશ મૂકી શકે છે. આમની સભા બાબત બંધારણને માટે કોઈ પણ સુધારા વધારા કરવાનો હક્ક આમની સભાને જ છે. આમની

સભાનો સભ્ય પ્રતિષ્ઠિત ગૃહસ્થ ગણાય છે અને તેથી કોઈપણ દીવાની ગુન્હા માટે તેમની ધરપકડ થઈ શકતી નથી.

જો કોઈ પણ ખરડો આમની સભાએ પસાર કર્યો હોય અને અમીરોની સભા લાગલગટ ત્રણ બેઠકો દરમિયાન દરેક બેઠકમાં તે ખરડો પસાર કરવાની ના પાડે તો આમની સભા અમીરોની સભાની સંમતિ વિના પણ તે ખરડો રાજ્ય કર્તા સમક્ષ મંજુરી માટે ધરી શકે છે.

Q. 6. Mention the most inportant constitutional rights acquired by the people from 1600 to 1900.

જવાબ માટે જુઓ પાનું ૩૯ અને ૧૦૯, ૧૧૦

Q. 7. What is a cabinet ? Show that it is the most Vital and most controlling body in Great Britain.

જવાબ માટે જુઓ જવાબ ૪ થો.

Q. 8. What do you understand by the cabinet system of Government ? Describe the chief features of its working.

જવાબ માટે જુઓ જવાબ ૪ થો.

Q. 9. What is the position of the Sovereign in the British Constitution ? What are his relations to the House of Commons so far as his prerogatives is concerned ?

જવાબ માટે જુઓ જવાબ ૨ અને ૫.

Q. 10. State briefly the special functions of the House of Lords and the House of Commons.

જવાબ માટે જુઓ જવાબ. ૨. (૩). અને. ૫.

**Q. 11. What do you know about the Parliament Act. of 1911. and what changes did it introduce.**

ઈંગ્લાંડની આર્થિક સ્થિતિ ખરાબ હોવાને લીધે લાર્ડ એસ્કવીથની મરજી વધુ કર નાંખવાની હતી. તેથી તેણે કેટલાક આર્થિક સુધારા દાખલ કરવાનો વિચાર કર્યો. ઈ. સ. ૧૯૦૯–૧૦ ના વર્ષના અંદાજ પત્ર વખતે ખજાનચી એ નવા કરો નાંખવાની એક યોજના આમની સભામાં રજુ કરી. દરખાસ્તમાં રજુ કરેલા કરો ગરીબોને લાગતા ન હતા પણ તેઓ ફક્ત અમીરો અને પૈસાદાર લોકો પર પડતા હતા. આથી અમીરોની સભાએ તે ખરડો ના મંજુર કરી ઉરાડી દીધો. આ કારણથી વડા પ્રધાને પ્રતિનિધિ મંડળ રદ કર્યું.

ત્યાર પછી નવી ચૂંટણી થઈ અને આમની સભામાં એસ્કવીથના પક્ષના સભાસદો તથા મજુર પક્ષ ભેગો થઈ અંદાજ પત્ર પસાર કર્યું. તે અંદાજ પત્ર અમીરોની સભામાંથી પણ પસાર થયું. એસ્કવીથ પોતાનું ધાર્યું કરે તેવા સ્વભાવનો હતો. સમય આવતાં અમીરોની સભાની સત્તા તોડી નાંખવા તેણે એક ખરડો તૈયાર કર્યો. આ ખરડામાં નીચે પ્રમાણે બાબતો હતીઃ– (૧) અમીરો એ નાણાં વિષયક બીલ ઉરાડી મુકવું નહિ કારણ કે નાણાં વિષય ઉપર તેમનો કોઈ પણ જાતનો કાબુ ન હતો. (૨) જો એક ખરડો અમીરની સભા ના મંજુર કરે પણ જો તેજ ખરડો આમની સભા બે વર્ષ રહીને પાછો પસાર કરે તો તે કાયદા તરીકે ગણવો. (૩) સાત વર્ષને બદલે આમની સભાની ચૂંટણી દર પાંચ વર્ષે કરવી. (૪) આમની સભાના બીન સરકારી સભ્યોને પૌં. ૪૦૦ વર્ષાસન આપવું.

ઉપરનો ખરડો ઈ. સ. ૧૯૧૧માં પસાર થયો અને તે કાયદો બન્યો.

**Q. 12 Distinguish between Alsolute Monarchy and Limited Monarchy.**

કેટલાક દેશોમાં રાજ્યની તમામ કારોબારી સત્તા એકલા રાજાને જ સોંપી દેવામાં છે. તે પોતાનો વહીવટ ચલાવવા પ્રધાનોની કે પ્રજાની સંમતિ લેતો નથી. રાજા કુલ મુખત્યાર હોય છે અને તેની સત્તા અમર્યાદિત, અંકુશ વગરની હોય છે. આવી જાતની રાજ્ય પધ્ધતિને **"અમર્યાદિત રાજસત્તાક પદ્ધતિ"** કહે છે. આ પદ્ધતિ પ્રમાણે ચાલતા રાજતંત્રમાં રાજા સર્વોપરિ સત્તા ભોગવે છે અને તે પોતાની ખુશી પ્રમાણે રાજકારભાર ચલાવે છે.

આવા પ્રકારનું બંધારણ ઈંગ્લંડમાં નથી. રાજા પોતે સર્વ સત્તાધીશ નથી. તેની સત્તા મર્યાદિત છે. અમીર અને આમની સભાઓ કાયદાઓ ઘડે છે એટલે ઈંગ્લંડના રાજા આપમત પ્રમાણે રાજકારભાર ચલાવી શકતા નથી. સિદ્ધાંતની દ્રષ્ટિએ ઇંગ્લંડના રાજાની સત્તા વિશાળ છે તે છતાં વાસ્તવિક રીતે જોતાં તેની સત્તા ફક્ત નામનીજ છે. ગ્રેટ બ્રિટનના રાજ્ય બંધારણમાં પ્રધાન અને પ્રધાનમંડળ તમામ સત્તા ભોગવે છે અને તેઓ રાજાને નામે વહીવટ ચલાવે છે. પ્રધાન અને પ્રધાનમંડળ આમની સભાના ચૂંટી કાઢેલા સભાસદો છે અને તેઓની બહુમતી પ્રમાણે રાજ્યકારભાર ચલાવવામાં આવે છે. ઈંગ્લંડનું રાજતંત્ર પ્રજા ચલાવે છે અને પ્રજા પોતેજ તેને માટે જવાબદાર છે.

પ્રજાસત્તાક પદ્ધતિ પ્રમાણે ચાલતા રાજતંત્રમાં રાજા અથવા તાજને નહિ જેવું સ્થાન હોય છે. ઇંગ્લંડમાં એવા પ્રકારની રાજ્યપદ્ધતિ છે કે જેમાં રાજા હોવા છતાં રાજાની સત્તા ઉપર પાર્લમેંટનો અંકુશ છે. આથી ગ્રેટ બ્રિટનમાં **"નિયંત્રિત રાજશાસન"** ચાલે છે.

**Q. 13 Write Short notes on: (1) The Privy Council. (2) Civil Service.**

(૧) **પ્રીવી કાઉન્સીલ:—**હાલનું પ્રધાનમંડળ જુની રાજસભામાંથી અસ્તિત્વમાં આવ્યું છે. પ્રધાનમંડળદ્વારા રાજકારભાર ચલાવવાની પ્રથા

વિલિયમ ત્રીજાના વખતથી દાખલ થઇ છે. પ્રધાનમંડળની સભામાં રાજાને સ્થાને જે પ્રમુખ બેસતો તે વડા પ્રધાન તરીકે ઓળખાવવા લાગ્યો.

પ્રીવી કાઉન્સીલના સભાસદો રાજકારોબારના જુદા જુદા ખાતાઓના નિષ્ણાતો હોય છે. કેટોકટીને સમયે અગત્યની બાબત ઉપર તેઓનો અભિપ્રાય લેવામાં આવે છે. પ્રીવીકાઉન્સીલમાં પ્રધાનમંડળના સભાસદો, ધર્માધ્યક્ષો, કેટલાક ન્યાયાધીશો, કેટલાક મહાન રાજદ્વારી પુરૂષો, ખ્યાતિ પામેલા લેખકો, વિજ્ઞાનશાસ્ત્રીઓ, કવિઓ અને બીજા અગ્રગણ્ય પુરૂષો હોય છે. તેમની સંખ્યા લગભગ ૩૦૦ જેટલી હોય છે. આવું મોટું મંડળ ક્વચિતજ ભેગું થાય છે. આ મંડળના સભાસદોને 'રાઇટ ઓનરેબલ'નો હોદ્દો આપવામાં આવે છે. આવું મોટું મંડળ કોઇપણ જાતનું સક્રિય કાર્ય ન કરી શકે તેથી તેમાંથી કેબીટ જેવું મંડળ બનેલું હોય છે.

(૨) **સનદી નોકરી:**—પ્રધાનમંડળના પ્રધાનોને જુદા જુદા ખાતાઓનો કારભાર સોંપવામાં આવે છે. પ્રધાનો આ ખાતાંઓ ઉપર દેખરેખ રાખે છે. પક્ષપધ્ધતિને લીધે પાર્લમેંટમાં જે પક્ષની બહુમતી હોય તે પક્ષના પ્રધાનોના હાથમાં આ ખાતાંઓ સોંપાય છે. કેટલીક વખત પાર્લમેંટની ચૂંટણી પછી પ્રધાનમંડળ તો બદલાઈ પણ જાય છે. પ્રધાનમંડળ બદલાઈ જાય તો પણ આ ખાતાંઓનો કારભાર નિયમિત ચાલ્યા કરે તેટલા માટે ખરો કારભાર કરનાર સનદી નોકરો હોય છે. તેઓ રાજદ્વારી પક્ષથી અલગ છે અને ખાતાંઓના કાયમી નોકરો હોય છે એટલે ખરૂં જોતાં જુદા જુદા ખાતાંઓનો કારભાર આ સનદી નોકરોજ ચલાવે છે. પ્રધાન રાજીનામું આપે છે પણ તેના નોકરો તો ચાલુજ રહે છે. સનદી નોકરો જે ખાતામાં કામ કરતા હોય છે તે ખાતાં વિષે તેઓ ઘણું જ્ઞાન ધરાવે છે અને પ્રધાનોને કેટલીક વખત માહિતી અને સલાહ આપે છે. આ સનદી નોકરોની પસંદગી પરીક્ષા લીધા પછીજ થાય છે. આ પરીક્ષા ઘણી ઊંચી કોટીની હોય છે. પરીક્ષામાંથી પસાર થયા પછી અમુક ખાતાંમાં તેઓને દાખલ કરવામાં આવે છે અને તેમાં અમુક વખત સુધી કાર્ય કર્યા પછી તેઓ રૂઢ બને છે. આવા સનદી નોકરો (Civil Servants) હિંદુસ્તાનમાં પણ છે.